# પ્રેમરત્ન ભજનાવળી.

સરવે ભક્તજનોને વાસ્તે.

બનાવનાર.

ઠકર. વનમાળી મોતીલાલ.

મુ. બારેજા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઠકર. વનમાળી મોતીલાલ.



અમદાવાદમાં.
રાજનગર પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ
બુઠોસંગે છાપી.

સંવત ૧૯૬૩—સને ૧૯૦૬

કીંમત રૂ ૦—૨—૬

# પ્રેમરત્ન ભજનાવળી.

સરવે ભક્તજનોને વાસ્તે.

બનાવનાર.

ઠકર. વનમાળી મોતીલાલ.

મુ. બારેજા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઠકર. વનમાળી મોતીલાલ.



અમદાવાદમાં.

રાજનગર પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ
હઠીસંગે છાપી.

સંવત ૧૯૬૩—સને ૧૯૦૬

કીંમત રૂ ૦—૨—૬

## મનહર.

પુસ્તક ઉકેલનાર પ્રેમીજન સંત મારા,
ભુલ માફ કરશો હરી સેવક જાણીને;
વાંચનાર પાસે ભુલચુકની હું માફી માગું,
ક્ષમા કરી સુધારજો દયા દીલ આણીને.
જીલ્લે અમદાવાદના દસક્રોઇ તાલુકામાં,
વનમાળી મોતીલાલ બારેજા મુકામ છે;
ઓગણીસેંબાસઠની સાલમાં આ બુક રચી,
મળવાનું ઠેકાણું તે બારેજામાં ઠામ છે.

॥ ॐ तत्सत परमात्मने नमः ॥



# પ્રેમરત્ન ભજનાવળી.

નામુ શંકર તનને પ્રથમ બેઉ કર જોડી,
મારી બુદ્ધિ ઘણી થોડી;
સ્વામી ટાળશો ખામી છોજી સદગુણ સ્વામી,
બેઉ કર જોડી કહું નામી.

શ્રી ગણપતી સહાયતા કરો.
સઉ નમીએ તમને પ્યારથી જોડી હાથ,
મન વચ કરમે નામી નાથ, નગદુહીતાના નાથ;
ઊરમાં અરજી પ્યારી ધારી. શ્રી ગણપતી.
જય આપો ભારી, કષ્ટ વીદારી,
અભીનય સમયે સદા કરો મતી સારી;
વારી ગુણ ગાઇએ છે ભારી. શ્રી ગણપતી.

## સરસ્વતીને નમઃ

સરસ્વતી ભગવતી, માજી દેજો શુભ મતી;
ચૌદ વીદ્યા કળા ચોસઠ, માજી છો પુરણ રતી.
સંસાર રણુમાં બલી જલી, માજી આપ મુઝાઈ જતી;
દેવી નમામી સરસ્વતી, માજી દેજો સુમતી.
ગુણ ગાવા આપો શુદ્ધ મતી. સરસ્વતી.

---

## આરતી.

જય ગૌદડ સ્વામી, જય ગૌદડ સ્વામી;
બેઉ કરજોડી વંદુ, ગોતરકા ધામી. જય.
ટાળો સેવકનાં કષ્ટ, સેવકને તારો; ગુરૂ.
આનંદે ઉમંગે, અમને ઉગારો. જય.
ગોતરકાના નાથ, સ્વામી છો અંતરજામી; ગુરૂ.
કાલાવાલા કરીએ, કરગરીને નામી. જય.
સેવકપર કરજો મેહેર, નવ રાખો ખામી; ગુરૂ.
દીનબંધુ દયાળુ, છો સાચા સ્વામી. જય.
હું આવ્યો આપને શરણ, ભક્તવત્સળ જાણી; ગુરૂ.
બાંનાની પત રાખો, શરણે લ્યો તાણી. જય.
જેવો તેવો પણ દાસ આપનો, અરજી લ્યો માની; ગુરૂ.
રંક દાસની વીનતી, ઉર ધરજો સ્વામી. જય.
સદગુરૂ દેવની આરતી, જે કોઇ પ્રેમ કરી ગાશે; ગુરૂ.
ગૌદડ ગુરૂ પરતાપે, તે વઇકુંઠ જાશે. જય.

---

## શ્રી જીનરાજ, ગરીબ નીવાજ. એ રાગ.

જય જય રામ, સુંદીર શામ, છો પરમેશ્વર પુરણ કામ;
હીરણાકશ્યપ હણીઓ હાથ, પ્રહ્લાદ ઉગાર્યો નાથ.
શીતલ કીધી તેલ કઢાય, સુધન્વાની કીધી સાય;
નરસઇ કેરાં કીધાં કામ, પાંડવની પહોંચાડી હામ.
મીરાંબાઇનાં પીધાં ઝેર, પ્રેમ કરીને ઉલટભેર;
વામનરૂપ ધર્યું વીકાલ, બલીરાજા ચાંપ્યો પાતાળ.
મથુરાંમાં લીધો અવતાર, મામા કંસને માર્યો ઠાર;
કૌરવ દુષ્ટો હણીઆ નાથ, પાંડવ કેરો સાહ્યો હાથ.
નવસેંને નવાણું ચીર, પુર્યાં દ્રુપતીને આપી ધીર;
અજામેલ મહા પાપી રાય, અધરમી ચંડાલ ગણાય.
સુતનું નામ લેતાની વાર, તારી લીઓ ભવસાગર પાર;
રામા અવતાર ધરીયો રામ, વીશ્વામોત્રનું કીધું કામ.
યજ્ઞતણી તો રક્ષા કરી, એક બાણે તાડીકા હરી;
દુષ્ટોનું ઉતાર્યું માન, માર્યો રાવણ મહા બળવાન.
સ્તુતી કરે તમારા દાસ, પ્રેમ કરી રાખોને પાસ;
માગુ તમારૂં શરણું નાથ, હેત કરી ઝાલો હાથ;
પાય નમે ગુરૂ ચરણનો દાસ, દાસ વનાને લ્યો તમ પાસ.

---

## સેરી ભલી પણ સાંકડીરે. એ રાગ.

પ્રથમ નમું રે મારા નાથનેરે;
મુક્તાનો મારગ બતાવારે, સ્વામીજી ભવજળ પાર ઉતારજોરે.

ભવમાં ઘણું ઘણું ભાટકયોરે,
નવ જડયો મુક્તીનો પંથરે, સ્વામીજી ભવજળ.
પાપી અધરમી હું તો ઘણોરે,
કરમ ના જોશો હો નાથરે, સ્વામીજી ભવજળ.
ભવના સાગરમાં મુંઝાઉછું રે,
હેત કરીને સાજો હાથરે, સ્વામીજી ભવજળ.
વીનતી ઉરે ધરો નાથજીરે,
પ્રેમ કરીને રાખો પાસરે, સ્વામીજી ભવજળ.
અરજ કરે છે પાએ નમીરે,
ગુરૂ ચરણે વનો દાસરે, સ્વામીજી ભવજળ.

---

કૃપાનીધી શરણે આવ્યો છું તમારી. એ રાગ

રામરાયા મેં મુક્તા તુંમ દાતા;
તેરા જનમો જનમ જસ ગાતા. રામરાયા.
આદનાથ સદગુરૂજી હમારા, ધરમ હમારા ધુના;
પાંચ પ્રમાણુ સકલ જુગ દેખા, જીવ જુગોજુગ જુના.
રામરાયા.
બ્રહ્મા સરીખા પીતા હમારા, સન સનકાદીક ભાઇ
સીવને વીશ્નુ દો કાકા હમારા, સાવીત્રી મોરી માઇ.
રામરાયા.
સુરીનર મુનીજન સૌકો જાણે, આપ ઇચ્છાસે આયા,
રૂષી અઠાસી તો ગોત્ર હમારા, એક બાપકા જાયા.
રામરાયા.

તેત્રીસ ક્રોડકા મારગ પાડયા, પંથ ચલાયા ન્યારાં;
કરમ ધરમકી પડ ગઈ ફાંસી, લખતે ભયારે લવારાં.
રામરાયા.

સેજે આયા મેં સો ઇશ્વર પાયા, જનમ જંજાલ મીટાયા;
પરીબ્રમતો પુરુષ હમારા, ભમ રહે ગોદડ સેજમાં સેજ
સમાયા. રામરાયા.

---

સેજે આયા મેંતો સેજેરે જાઉંગા,
રણકાર મેં સેજે સમાઉંગા. સેજે.
હદરે છાડી બેહદ અનહદ ગાઉંગા,
તીનલોકસેં મેં ન્યારા ચલાઉંગા. સેજે.
અવીચલ આસન થેરરે ઠેરાઉંગા,
જેસા હતા મેં તેંસારે થાઉંગા. સેજે.
ગુરૂકે પ્રતાપે અમરપદ પાઉંગા,
નીરભે નીસાન મેં પ્રેમસેં બજાઉંગા. સેજે.
હરી ગુરૂ સંતકુ શીશ નમાઉંગા,
નાથ ગોદડ કહે મેં ફીર નહીં આઉંગા. સેજે.

---

## શુરે સુતો તું પ્રાણીઆ—એ રાગ.

સોહી ભણ્યારે સંસારમાં, જેણે બ્રહ્મભેદ પાયા;
પ્રેમે પંડયોજી મળ્યા, આવાગમન મીટાયા.
જરણાકી પાટી કરો, કીયા કરો સાહી;
લેખણુ શીલ સંતોષની, ભણો સંતોરે ભાઈ.

ભણ્યા ગણ્યા સોહદ લગી, બેહદ સંત બુજે;
જીવન મરતકું હોઇ રહ્યા, વાકુ સબ લોક સુજે.
અપરમ અક્ષર એક છે, દુજો દીલમાં ન આવે;
નીશાળ ગગન મંડળમાં, પ્રેમે પંડયો ભણાવે.
પાંચે ઇંદ્રી જેણે વશ કરી, સોઇ નર જોગ કમાયા;
ગોદડ ગુરૂ પ્રતાપથી, હંસે હંસ મીલાયા.

---

ભજી લેને નામ નારાયણનું, અભીમાનીરે અંધા.
ચરણ આપ્યારે તને ચાલવા, તીરથ કાંઇ નવ કીધાં;
બ્રમણાનો ભુલ્યો ભાટકે, કારજ કાંઇ નવ સીધાં. ભજીલે.
કર આપ્યા તને કમાવા, રખે વકૂમ કરતો;
લેઇ ચોરાશીમાં નાખશે, ચાલીશ ફેરારે ફરતો. ભજીલે.
નેણ આપ્યાં તને નીરખવા, નીરખી જોને નાથ;
સુનસા સરીખું પદારથ, ફરી નહિ આવે હાથ. ભજીલે.
જીભ્યા આપી તને જપવા, બોલ અમૃત વાણી;
સાચું બોલ્યું સંગ આવશે, બીજી મીથ્યા વાણી. ભજીલે.
કાયા કડકને હાડકાં, કડકે કડકારે સાંધ્યા;
કેટલા દીવસ કાયા ચાલશે, બંધ કાચારે બાંધ્યા. ભજીલે.
જોગી જતીને તપસ્વી, શરણે સંતોને રહેતા;
ગુરૂ વચને ગોદડ ભણે, હેતે હરી ગુણ ગાતા. ભજીલે.

---

ગોત્રકાપતી છો વીશ્વાધાર, હું આવી ઉભો તમારે દ્વાર;
રાખો સ્વામી સેવકજનપર પ્યાર, દયાળુ દીન તણું દાતાર.

વંદન કરીએ બેઉ કર જોડી, પ્રેમથી લાગુ પાય;
સ્વામી મારા નેણના તારા, વીનતી કરૂછું સદાય;
તમે છો જગતતણા પ્રતીપાલ. દયાલુ૦ ગો૦ ૧
કોટી જનમનાં પાપજ મારાં, છોડાને હો નાથ;
હેત કરીને સરણે લેજો, સાજો મારો હાથ;
તમે છો સદ્દગુરૂ પરમ કૃપાલ. દયાલુ૦ ગો૦ ૨
બેલી તમે છો સૌ સેવકના, હો ગુરૂજી મહારાજ;
સેવક સરણે રાખજો તમે, બાંહ્યગ્રહ્યાની લાજ;
સ્વામીજી દીનબંધુ મોરાર. દયાલુ૦ ગો૦ ૩
અરજ હમારી ઉરમાં ધરજો, ટાળો સૌ સંતાપ;
દાસ વનો આ વીનતી કરે છે, સદ્દગુરૂજી મા બાપ;
સ્વામીજી લ્યો મારી સંભાળ. દયાલુ૦ ગો૦ ૪

---

ભલે પધાર્યા સ્વામીજી ગુરૂ પ્રેમ કરી,
પ્રેમ કરી હર્ષ ધરી, દેખીને નજર ઠરી. ભલે પધાર્યા.

સાખી.

નાથ અનાથપરે કૃપા, કરશો મારા નાથ;
આશા સાચી તમ તણી, દાસનો સ્હાજો હાથ.

ગુરૂ સેવકનાં લેજો તમે કષ્ટ હરી,
સ્વામી આપે પાવન ગુજરાત કરી. પ્રેમ૦

સાખી.

સેવક લેશો સરણમાં, દીનબંધુ પ્રતીપાળ;
ગરીબનીવાજ તમે પ્રભુ, દરસન દેશો દયાળ.

સ્વામી સેવકોને તમારી આશા ખરી,
તમ દરસન કરવાથી મને શાન્તી વળી. પ્રેમ૦

સાખી.

પાપી જનને તારીઆ, સ્વામી તમે સાક્ષાત;
મહેર કરી મમ ઉપરે, દયાળુ છો જગતાત.
સ્વામી કૃપા કરીને સામ જોશો જરી,
તોતો જન્મ મરણની ઉપાધી ટળી. પ્રેમ૦

સાખી.

વીનંતી ઉરમાં ધરો, સ્વામીજી મહારાજ;
કરજોડી પાએ નમું, રાખો મારી લાજ.
દાસ વનાની વીનતી આ ઉર ધરી,
તમે સેવકને શરણાંમાં લેજો હરી. પ્રેમ૦

---

ધન્ય જેણે હરીગુણ ગાયા સંસારમાં.—એ રાગ.

ધન્ય ઘડી ધન્ય આજરે, ગુરૂજીરે ધન્ય ઘડી ધન્ય આજરે,
મહેર કરોને મહારાજરે, ગુરૂજીરે૦
સ્વામીજી ગુરૂ મારા અંતના બેલી,
સારો સેવકનાં કાજરે. ગુરૂજીરે૦
બેઉ કર જોડી પાએ લાગુ ગુરૂજી,
બાંહ્યગ્રહ્યાની રાખો લાજરે. ગુરૂજીરે૦
વંદુ વારમવાર બેઉ કર જોડી,
દરસન દો મહારાજરે ગુરૂજીરે૦
સેવક આવ્યો છુ આપને શરણે,

દીનબંધુ ગરીબનીવાજરે. ગુરૂજીરે
ગોતરકાવાસી ગુરૂ સાચા સગાછો;
ગૌદડ ગુરૂ મહારાજરે. ગુરૂજીરે૦
સેવકને સરણાંમાં લેશો સ્વામીજી,
ટાળો ત્રીવીધીના તાપરે. ગુરૂજીરે૦
દાસ વનાની છે આ પ્રેમની વીનંતી
ઉરે ધરો મહારાજરે. ગુરૂજીરે૦

---

## બ્રહ્મા સુત હું નારદ કહાવું.—એ રાગ.

ગૌદડસ્વામી નાથ હમારા, સેવું સદા સ્વામી ચરણ તમારા,
માયા મંદીર આ ભવ સાથી, પરભવમાં સુખછો કરનારા.
અલ્પ આ સુખથી હું આગળ ચાલુ,
અંતે ભોગવવાના દુખના ભારા. ગૌદડસ્વામી૦
આપના ગુણનું વરણન કરતાં,
ખુટે નહિ થાય વર્ષ હજારા. ગૌદડસ્વામી૦
મહેર કરો મમ નાથ દયાળુ,
વીનતી કરૂં સ્વામી વારંવારા. ગૌદડસ્વામી૦
ભક્તવચ્છળ છો ગુરૂજી કૃપાળુ,
ટાળોને દોસ આ દાસના પ્યારા. ગૌદડસ્વામી૦
કોકલસ્વરથી ગુણ તમ ગાતાં,
નહી કરૂ પ્રભુ આપને ન્યારા. ગૌદડસ્વામી૦
દાસ વનો કહે છે કર જોડી,
પ્રેમની ભક્તી આપો ગુરૂ મારા. ગૌદડસ્વામી,

લેજો લેજોરે તમ દાસને તારી, ગોઢડસ્વામી તમેતો.
આપ કૃપાની જો દ્રષ્ટી કરોનો, પાપ ટળે મારૂં સ્વામી;
હો દીનબંધુ છો કૃપાસીંધુ, વીનતી કરીએ નામીરે. લેજો.
ભવના સીંધુની માંય અથડાયો, પાર વીનાનો હુંતો;
ક્ષણ એકની મને વાર ન લાગે, સહાય કરો જો તમેતોરે. લેજો.
કામી ક્રોધીને જુગારી હું ભારી, અવગુણ મારામાં ભરીયા;
તે પાપ સરવે નીવારણ થાશે, મળશો જો બળવંત બળીયારે.
લેજો.

મેહેર કરીને ગુરૂજી મારા, સેવકનું માપ માપો;
બેઉ કર જોડીને વિનતી કરૂંછું, આપતણો કરી સ્થાપોરે. લેજો.
આવ્યોછું હુંતો શરણ તમારે, ભક્તવત્સલ ગુરૂ જાંણી;
સેવકને તમ આશા ખરી છે, શરણામાં લેજો તાણીરે. લેજો.
સુખના સાગર અખંડ ઉજાગર, જય જય ગોઢડસ્વામી;
દાસ વનો તમ અરજ કરે છે, એલી ગોતરકાના ધામીરે. લેજો.

---

આહા ગુરૂ મહારાજાની ગહન ગતી છે, જુઓ વીચારી આ.
આળસુને ઘેર ગંગા પધારે, દરશન દેવા કાજ;
એવું ભાસે, છે ઉલ્લાસે, સુપ્રકાસે, હસ્ત સ્હાસે,
હું જાણુંછું એવું ગુરૂજી પધાર્યા, સફળ થયું મમ ભાગ્ય. આ.
પરમગતી છે પરમાત્માની, કાંઇ ના પામે પાર;
સુખકારી, બલીહારી, જાઉં વારી, આભારી,
હું રંક સેવકપર કૃપા કરીને, પધારશો મહારાજ. આહા.
દાસ વનો તમ અરજ કરે છે, બેઉ કર જોડી આજ;

સાચી શક્તિ, આપો ભક્તિ, દેશો મુક્તિ, દઉં છું તરફી,
આ રંક સેવકના બેલી તમે છો, ગોંડલ ગુરૂ મહારાજ. આહા.

---

સ્વામીજી ગુરૂ મોરી રાખોને લાજ.
રાખો શરણુંરે મુને મહારાજ;
પાપીસ્ટ અધર્મી હું તોરે ઘણો,
નીવારો ગુરૂજી દોષ દાસ તણો.
પડયો ભવસાગરમાંરે હું નાથ,
પ્રેમથી વાલા મારા સ્હાજોને હાથ.
સ્વામીજી હવે મારી શીરે ગતી,
તમ વીના કોણ સુધારે મતી.
કૃપા કરી આપશો તમ શરણું,
ટાળો મારૂં જનમ અને મરણું.
દયા કરી સરણે રાખો મહારાજ,
સુધારો મતી હું કરૂં શુંરે કાજ.
દાસ વનો કર જોડી કરે વીનતી,
રાખો શરણે ગોત્રકાના પતી.

---

## આજ હસતાં ને રમતાંરે—એ રાગ.

અહો નાથ નીરંજનરે, અરજ સુણો દાસ તણી;
મારાં કરમ ના જોશોરે, ગુરૂ ગોતરકા ધણી.
અહો પરમ કૃપાળુરે, ગુરૂજી મારી વહારે ચઢો;
હું છું પાપનો ભરીઓરે, સુરસ્તો મુને ના જડયો.

અમ રંક સેવકનેરે, ઉગારો તમે સ્વામી;
મારાં કષ્ટ નીવારોરે, કહું છું હું તો નામી.
સ્વામી સામું જુઓતોરે, મરણનાં ટળે ફાંસાં;
તમ દરસનથીતોરે, ટળેરે લખ ચોરાશી.
એમ જાણી હો સ્વામીરે, કૃપા કરો ગુણવંતા;
ભવસીંધુથી તારોરે, બેલી છો તમે બળવંતા.
કરૂણાની દ્રષ્ટીરે, રાખોને અમ દાસ પરે;
જય જય ગુરૂ ગોદડરે, દરશનથી તો દુઃખ ટળે.
મારા જીવ કેરા જીવનરે, વીનંતી આ ઉરમાં ધરો;
કહે બેઉ કર જોડીરે, વનાનાં પાપ હરો.

---

## મુખડાની માયા લાગીરે—એ રાગ.

ગુરૂજીને ઘણી ખમારે, ગોદડ સ્વામી.
તમે વીશ્ણું શીવ બ્રહ્મારે, ગોદડ સ્વામી.
સ્વામીજી મહારાજ મળીઆ, ભવનાં પાતીક ટળીઆં;
બળવંત બેલી બળીઆરે. ગોદડ. ગુરૂજી.
સોબતે અસર પામી, લસણની વાસ વામી;
કસ્તુરી તો હવે જાંમીરે. ગોદડ. ગુરૂજી.
સોબતે અસર આવી, કુસંગ દીધો તજાવી;
પ્રેમમાં દીધો ડુબાવીરે. ગોદડ. ગુરૂજી.
ગોદડ ગુરૂ પ્રતાપે, ભવનાં પ્રાશ્ચીત કાપે;
પોતાનો કરીને સ્થાપેરે. ગોદડ. ગુરૂજી.
એવું જાણી આવ્યો શરણ, બેલી છો તારણ તરણ;

ટાળો મારૂં જનમ મરણરે. ગોઢડ. ગુરૂજી.
એમ ધારીને હો સ્વામી, કૃપા કરો બહુ નામી;
બેસી ગોતરકાના ધામીરે. ગોઢડ. ગુરૂજી.
કરૂં છું હું કાલાવાલા, અમને ના મુકો બાલા;
સાથે શીષ્યોને છોગાલારે. ગોઢડ. ગુરૂજી.
સેવકોની જય થાઓ, રસ ભક્તીનો જમાયો:
દાસ વનો શરણે આયોરે. ગોઢડ. ગુરૂજી.

---

## પંજાબી ઠુમરી.

સ્વામી તુમ રખ લો મેરી લજા. ગુરૂ તુમ રખ૦
પ્રથમ પેહેલા ગોઢડસ્વામી, નમું છું પ્રેમથી નામી નામી;
સહાય કરશો સ્વામીરે. મહારાજ આજ તુમ૦
ગોત્રકાપતી સ્વામી છો તમે, વીનતી કરીએ છે અમે;
કહું છું નામી નામીરે. મહારાજ આજ તુમ૦
રાખો સેવક કેરી લજા, બાંધી ધરમ કેરી ધજા;
છો અનાથના નાથરે. મહારાજ આજ તુમ૦
આવ્યો શરણે આપને, નીવારો તનના તાપને;
ગુરૂ સાહો મારો હાથરે. મહારાજ આજ તુમ૦
સ્વામીજી મહારાજ મારા, સેવું ચરણો હું તમારા;
વીનવે દીન કંગાલરે. મહારાજ આજ તુમ૦
રંક સેવક કહે છે નામી, છો વનાના સાચા સ્વામી;
દીનબંધુ દયાલરે. મહારાજ આજ તુમ૦

---

આવી છે અમદાવાદની ફોજરે—એ રા

ગુરૂ ગોતરકાપતી છો તમે, ગુરૂજી મારા.
કરગરી કરીએ વીનંતી અમે. ગુરૂજી મારા.
દાસની અરજી ઉરે ધરજોરે, ગુરૂજી મારા.
સેવકના રૂદીઆમાં રહેજોરે. ગુરૂજી મારા.
બેઉ કરજોડી કહુ નાથરે. ગુરૂજી મારા.
અંતસમે સાજો હાથરે; ગુરૂજી મારા.
ભવનો સીંધુ સંસારરે, ગુરૂજી મારા.
ઉગારો તેમાંથી પારરે. ગુરૂજી મારા.
રાખો સેવક કેરી લાજરે, ગુરૂજી મારા.
ઉગારો મુજને મહારાજરે; ગુરૂજી મારા.
મેહેર કરીને મુજને તારોરે, ગુરૂજી મારા.
દાસને આશરો તમારોરે; ગુરૂજી મારા.
ગાવે છે રંક વનો દાસરે, ગુરૂજી મારા.
પુરસ્યો સેવકની આશરે. ગુરૂજી મારા.

---

માથે કોપી રહેલ છે કાળરે, ઉંઘ તને કેમ આવે.
એ રાગ.

ગુરૂ ગોતરકાના વાસીરે, બેલી છો બળવંતા.
તમ ચરણે છે કોટીક કાસીરે, બેલી છો બળવંતા.
મારા બેલી તમે છો હો નાથરે, બેલી૦
મારો અંતસમે સાજો હાથરે; બેલી૦
સ્વામી શરણે આવ્યો તમ બાળરે, બેલી૦

કૃપા કરી લેજો સંભાળરે. બેલી૦
બાયગ્રહ્યાની રાખો લાજરે, બેલી૦
મને દરસન દો મહારાજરે; બેલી૦
એવું જાણીને આવ્યો શરણરે, બેલી૦
મારૂં ટાળશો જનમને મરણરે. બેલી૦
બેઉ કર જોડી લાગુ પાયરે, બેલી૦
કરે દાસ વીનંતી સદાયરે; બેલી૦
મારી વીનંતી ઉરે ધરો નાથરે, બેલી૦
દાસ વનાનો સાહજો હાથરે. બેલી૦

---

## આવો હરીજનો હરીરસ પીજીએરે.—એ રાગ.

નમુ પ્રથમ ગોદડસ્વામી દેવનેરે,
રોજ બલીહારી જાઉ જેની સેવનેરે;
તમ દરસનથી દુખ દુર ટળેરે,
મન સુદ્ધ તમારી ભક્તી મળેરે.
દાસ જાણી લેશો મુને શરણમાંરે,
સદા રહેવાનું મન તમ ચરણમાંરે;
પુજુ પુર્વના પુન્યે ગોદડસ્વામીરે.
રટું નામ હમેશ નમી નમીરે.
સોંપી કાયા મેં તન મન ધનથીરે,
તમે ઉગારો બળતા આ વનથીરે;
મ્હારી વીનતી ઉરે ધરો નાથજીરે,
દાસ જાંણીને શરણે લયો બાપજીરે;

સદા ભક્તી માગુ ગુરૂ તમ તણીરે,
છે આ દાસ વનાને આશા ઘણીરે.

---

## ભુલી ભમે છે ભામની.—એ રાગ.

ઠરી ઠામ ન બેઠો જીવ તું, મુરખ કરને વિચાર;
કરમે લખ્યા લેખ નહીં ટળે, બાપુ સમજી લયો સાર.
કરમે લખ્યા લેખ નહીં ટળે.
રટણ કરી લયોને રામનું, રહે સદા તુજ પાસ;
વહાલો વીકટ પંથ કાપશે, જાણી લેસેરે દાસ. કરમે૦
નથીરે અહીં કોઇ તાહરૂં, જીવ કરી લે વિચાર;
માહા પંથ છેરે વીકટ ઘણો, લે કંઈ તત્વનો સાર. કરમે.
લીધી સાથે પાપ ગાંઠડી, અરે કેમ છુટે બંધ;
મોક્ષસાધન તો કર્યું નહિ, મર્મ જાણ્યો નહીં અંધ. કરમે.
તીરે આવેલું નાવ ડુબશે, દારૂણ દરીઆની માંય;
લાલચ છાડોરે જીવડા, વહાલો કરે તારી સહાય. કરમે.
લક્ષ્મીપતીને પ્રીતે ભજો, દરશન દેશે મોરાર;
પાએ નમીને પ્રેમે કહે, વનો દાસ આ વાર. કરમે.

## ગીતી.

મન વીચાર કરી લયો, નમીને ચાલો જીવડા જગની માંય;
નીમક નાથનું નવ કરશો, રોશ ન ધરશો આપ તણા તનમાં.
ભાવે ભજન કરી લો, તમપર પ્રભુજી મહેર કરે પલમાં;
ઇચ્છો અંતર સારૂ, મહારી વીનતી આપ ધરો દલમાં.

---

અરે હું સેવક આપનો, વાલા મુને ન છોડોરે;
મન નથી મારૂં આપમાં, પણ પ્રીત ન તોડોરે.
રખે વાલાજી વીસારતા, મારા નાથ બેલીરે;
તમારી બંદગી નાથ મારા, સૌથી સેહેલીરે.
લાલચમાં લપટાઇને, હું તો ભાન ભુલ્યોરે;
લક્ષ નથી મારૂં ચોટતુ, ભવમાંય ફુલ્યોરે.
મોટમના મારા નાથજી, મારાં પાપ કાપોરે;
તીમર મટી ઉજેસ થશે, મુક્તી આપોરે.
લાર નથી બીજો જગતમાં, પ્રભુ નામ પ્યારૂંરે;
લલ્લુ પ્રતાપે વનો ભણે, ધન્ય ભાગ્ય મારૂંરે.

---

મારા વાલારે વાહાલ તમારાં સાચાં—એ રાગ.

જીવડલારે ભજન કરો સીતારામનું,
એ અંત વખતમાં કામનું.
વહારે ચઢશેરે દીનબંધુ દયાળ,
તારી ભાગશે ભવજંજાળ.
નથી જક્તમાંરે પ્રભુ વીના કોઈ બેલી,
રામ નામની બંદગી સેલી.
લાલચમાંરે અજ્ઞાની લપટાયા,
મીઠી લાગી છે મોહની માયા.
લલચાયારે મીથ્યા આ સુખના મોહમાં,
તારો એળે જનમારો એમાં.
પુજો સરવેરે ગુરૂ મહારાજને આજ,

ગુરૂ વીના સરે નહીં કાજ.
રસનાએરે રામ રટણ કર વીરા,
શોધી લેને તું સંતના હીરા.
શોભીતીરે સોના સમી તુજ કાયા,
જીવ જુઠામાં શું ભરમાયા.
તરછોડોરે મીથ્યા આ મોહની જાળ,
સઉ સમરો દીનદયાળ.
મન મેલીરે કરોને ભજન ઉમંગે,
વળી રહેજોને સારા ઢંગે.
દાસ વનોરે અરજ કરે કર જોડી,
છે મારામાં બુદ્ધિ થોડી.
સઉ સમજોરે પ્રભુ ભજનનો સાર,
ઉતરો ભવસાગર પાર.

---

## હરી ભજન વીના–એ રાગ.

મન મહારાજા, મુનસા દેહી પામીને ફળ તેં શું કર્યું;
સદગુરૂજી વીના, કીધું તમારૂં કાર્ય કહો શું સુધર્યું.
આ જુઠી કાયા ને માયા, ડાપણ મેલી દેને ડાહ્યા;
તારી અમર નથી આ કાયા. મન૦
જેવા પાણીના પરપોટા, ગગને જાંમ્યા વાદળ ગોટા;
આ ખેલ બધા જાંણો ખોટા. મન૦
આ અવસર ફરીને નહી મળશે, ગુરૂ સંમરણથી દુકૃત ટળશે;
હો. અંતરજામી તને મળશે. મન૦

કે દાસ વનાની આ અરજી, સ્વીકારી લે મનમાં સરજી;
ઓ મનવા તારી શી મરજી. મન૦

---

## એની ગઇતી હું દસરથના દરબારમાં—એ રાગ.

ભાઇરે ભજન કરોને ગુરૂ ગોવીંદ તણું,
જેનું નામ લેતામાં ટળે પાપરે, અવસર આવો નહીં મળે.
ગુરૂ ગોવીંદ બેઉ એક રૂપ છે,
નવ ગણુવો અંતરમાં અહાપરે. અવસર૦
તમે મનમાં વીચાર કરતા હશો,
નવરા થઇને ભજીશું કાલે નાથરે; અવસર૦
એવી આળસ જોજો ભાઇઓ રાખતા,
નહી સેહેવાય જમ કેરા હાથરે. અવસર૦
વળગ્યા માયાને તમે બહુ જોરથી,
એને છાડતાં લાગે બહુ વારરે; અવસર૦
તમે ચેતીને સરવે વીશ ચાલજો,
નહી તો ખાશો ચોરાશીના મારરે. અવસર૦
માત તાત ભ્રાત ને સગાં તાહરાં,
તેતો નહીં આવે કોઇ તારી સાથરે; અવસર૦
મળયાં કુટુંબ કબીલો સરવે સ્વારથી,
ડહાપણ મેલી ભજોને દીનાનાથરે. અવસર૦
લેખ કરમના છુટે નહીં પ્રાણીઆ,
મુકો માયા સંબંધી કેરી વાતરે; અવસર૦
બેઉ કર જોડી દીન થઇ વીનવે,
ભણે લલુને ચરણે વનો દાસરે. અવસર૦

## તમે કરોને સાધુનો સંગ-એ રાગ.

હું તો શરણે આવ્યો મહારાજ,
ગોઢડસ્વામી રાખો હમારી લાજ.
છોજી સેવકના શીરતાજ; ગોઢડસ્વામી૦
ભવના સીંધુમાં અથડાયો ભારી,
પાર વનો મહારાજ. ગોઢડસ્વામી૦
સગાં સહોદર કુટુંબ કબીલો,
યારી ગરજનાં મહારાજ. ગોઢડસ્વામી૦
ક્ષમા કરો સ્વામી ભવના સીંધુથી,
હાથ ગ્રહો મહારાજ. ગોઢડસ્વામી૦
કૃપા કરો સ્વામી રંક સેવકપર,
ટાળશો ભવદુખ આજ; ગોઢડસ્વામી૦
આપ કરો ન ત્યારે કોણજ કરશે,
તમ વીણ હો મહારાજ. ગોઢડસ્વામી૦
પાપ ગુનાની હું માફીરે માગુ,
કહુ કર જોડી મા બાપ; ગોઢડસ્વામી૦
શરણાંગત જાણી આવ્યો હું શરણે,
ટાળો દાસના પરીતાપ. ગોઢડસ્વામી૦
સ્વામીજી ગુરૂ છે બલીહારી,
રટણ થાય ગુરૂ નામ; ગોઢડસ્વામી૦
દાસ વનો બેઉ કર જોડી કહે છે,
સરણાંમાં લેશો મહારાજ. ગોઢડસ્વામી૦

## રાગ દીંડી.

વારે ધાજો સેવકની અરજ સુણી,
છોજી આપ નીરંજન નાથ ધણી,
મારા મુસ્તક કેરા મુગટ મણી. વારે૦
અહો દીનદયાલુ કૃપા કરશો,
મારાં કષ્ટ તમે ગુરૂજી હરશો;
સહાય કરજો વીનતી કરૂં છું ઘણી. વારે૦
ભવનો સીંધુ ભરીઓ ખારો,
તેમાંથી કૃપા કરીને તારો;
સુણો વીનંતી ગરીબનીવાજ ધણી. વારે૦
ગુરૂ ગોતરકાના પતી છો તમે,
બેઉ કર જોડી વીનતી કરીએ અમે;
રાખો સરણે પોતાનો દાસ ગણી. વારે૦
સેવકની અરજ ઉરમાં ધારો,
સ્વામી મુજને ભરૂસો છે તમારો;
ઉરે ધરો વિનંતી સેવક તણી. વારે૦
ગુરૂ ગોદડસ્વામી છે બલીહારી,
નીરખી નીરખી જાઉં હું વારી;
દાસ વનો વીનંતી કરે છે ઘણી. વારે૦

---

## રાગ પરજ.

ધન્ય ગુરૂ મહારાજનેરે, પાવન કરી ગુજરાત;
દાસોને દરસન આપીઆં, મળ્યા પોતે સાક્ષાત. ધન્ય૦

દરસન કરવા આવતાંરે, ટળે ત્રીવીધીના તાપ;
દુઃખ ટળયાં મારાં આ સમે, મળ્યા ગુરૂજી માબાપ. ધન્ય૦
ધન્ય ઘડી ધન્ય આજનીરે, ધન્ય આજનો દીન;
દરસન કરવાથી સઉ, થઇ ગયા પાવન. ધન્ય૦
બેઉ કર જોડીને વીનવું રે, નમી નમી લાગુ પાય;
એવા ગુરૂને જાઉ વારણે, મારાં પાપ કપાય. ધન્ય૦
ગોતરકાપતી ગુરૂ તમેરે, મારી રાખોને લાજ;
શરણે આ સેવક આવીઓ, રાખો પાસે મહારાજ. ધન્ય૦
દાસ વનો પાએ નમેરે, મુને તમારી આશ;
બાંધીગલાની લાજ રાખશો, હુંછું તમારો દાસ. ધન્ય૦

---

## ગાઇ લેને રામ ભુંડા.—એ રાગ.

ગુરૂ ગોતરકાના વાસી બેલી છો દયાલ;
કૃપાનીધી કૃપા કરી લ્યો મારી સંભાળ.
ગૌદડસ્વામી છો મહારાજ.
દીનબંધુ સ્વામી છો નોધારાના આધાર,
ભવના સીંધુથી મુને ઉતારોને પાર. ગૌદડ૦
દરસન દેજો મુને સ્વામીજી મહારાજ;
શરણે તમારે આવ્યો રાખો મારી લાજ. ગૌદડ૦
બેલી છો બળવંત સ્વામી ગોતરકાના નાથ;
બળતા આ દવથી સાહોને મારો હાથ. ગૌદડ૦
દાસ વનો કહે નામી સ્વામી કરો સાય;
તમ વીના કોણ તારે ભવસીંધુ માંય. ગૌદડ૦

## રાગ માઢ.

આવ્યો શેવક આપને સરણરે, સ્વામી દરસન દો મુને;
ટાળો ભવદુખ જન્મને મરણરે, સ્વામી દરસન દો મુને.
સાર અસાર સંસાર જગતમાં, ગુંચવાયો જુગદીશ;
રંક શેવકપર કૃપા કરીને, દરસન દો મમ ઇશરે. સ્વામી૦
અવની પરે આ દેહ ધરી, નવ કરીઉ મેં સુકૃત કાંઇ;
ગુના અમારા માફ કરજો, પ્રેમ કરી બાંય સાહીરે. સ્વામી૦
સંસાર કેરા ખાડા ખરાબા, જોયા મેં નજરે અપાર;
તેમાંથી મને મુક્તાજ કરો, ઉતારો ભવપારરે. સ્વામી૦
ગોતરકાધામી ગોદડ સ્વામી, મુને તમારી આશ;
બેઉ કર જોડીને પાએ નમીને, કહે છે વનો તમ દાસરે. સ્વામી૦

---

## લલીત.

સકલ દેવના દેવ છો તમે, વીનતી આપની કરીએ છે અમે;
પ્રેમથી પ્રભુ માગીએ અમે, ભક્તિ આપની આપશો તમે.
સેવક સરવના આપ છો ધણી, દાસ આપની સ્તુતિ કરે ઘણી;
સકળ દેવના દેવ છો પતી, વીનવું આપને ગોત્રકાપતી.
ભવના સીંધુથી તારશો અને, લખચોરાશીથી છોડશો મને,
બેલી છો તમે સેવક સરવના, અરજ આ કરે દાસ આપના.
ભક્તિ આપશો પાપ ટાળશો, કાજ સારશો મુને તારશો;
દાસ વના તણી સુણો વીનતી, ઉરે ધરો તમે ગોત્રકાપતી.

---

## રાગ માઢ.

ગુરૂ ગોલકા બાજી, નમું છું નામી, તમે છો દીનદયાલ;
પ્યારા ગોકદસ્વામી, ટાળશો ખામી, નમું છું નામી. તમે.
સેવક આપનો અરજ કરે છે, બેઉ કર જોડી આજ;
ભવના સીંધુથી ડુબી મરતાં, હાથ ગ્રહો મહારાજરે.
નમું છું મારા સ્વામી, શ્રીપુર ધામી, નમું છું નામી. તમે.
ભવના સાગરમાં અથડાઉં, રંક સેવક તમ બાળ;
દાસની ઉપર દયા ધરીને, દરશન દેશો દયાળરે.
કૃપા કરીને સ્વામી, ટાળશો ખામી, નમું છું નામી. તમે.
ગોત્રકાધામી સદ્‌ગુરૂ સ્વામી, શરણે રાખો નાથ;
દાસ વનો ગાય પ્રેમથી સ્વામી, સ્હાજો સેવકનો હાથરે.
ગુરૂ અચળનામી, છો ગુણગામી, નમું છું નામી. તમે.

---

## માતા મારૂદેવીનો નંદ—એ રાગ.

હે જીવ અભાગીઆ તું જાણ, અમુલ્ય અવસર હરી ભ-
જ્યાનો જાયછેજી.
તું આવ્યો છું શું કરવાને, આ અફળ ફેરો જાય;
તું આવ્યો છે લાભ લેવા, પણ ભુલ્યો સંત સવાય. હે જીવ.
આ મન મોહન મીઠા મેવા, ભુલ્યો હરીનું નામ;
મુરખ તેં શું તારણ તાર્યું, નવ બેસે કાંઇ દામ. હે જીવ.
સંત શીખ વીખ જેવી લાગે, લાજ નહી લગાર;
ચાર દીવસનું ચાંદરણું આ, સમજી લે નાદાર. હે જીવ
પ્રભુ ભજન તો કાને ન સુણ્યું, નીંદા કરવા જાય;

લોકતણી નીંદા કરીને, ખુશી ઘણો તું થાય. હે જીવ.
લપટાયો તું લોભ લાલચમાં, કોઈનું ન ધરીયું કાન;
એમ કરમ કચરામાં રહીને, નાવી તુને કાંઈ સાન. હે જીવ.
પ્રભુ ભજનનો ભેદ ના જાણ્યો, ચોરાસી ફરશો;
દાસ વનો કહે પ્રભુ ભજશો તો, ભવસાગર તરશો. હે જીવ.

---

## સુણો નગરશેઠ.—એ રાગ.

કરો નાથ કૃપા (૨) મમ વીનતી લ્યો ઉર ધારી,
ભવદરીઆ સમ સંસારમાંથી, લ્યો મુને પ્રભુ તારી.
ચંડાળ બન્યો (૨) મેં ધરીઓ નહીં લેશ ધર્મ;
મોહ માયામાં લુબ્ધ બન્યો છું, કુડાં કીધાં મેં કર્મ.
હું રંકપરે (૨) કાંઈ દીન દયા તો ધારો
નાથ નજર આપે કરો તો, થાય સુફલ જનમારો.
પાએ નામી (૨) કહું હો ત્રીભુવનપતી નાથ.
સાગરમાંથી બુડતાં પ્રભુ, સાહો મારો હાથ;
કહું કર જોડી (૨) કરે અરજ આ રંક તમારો,
પાએ નમી કહે દાસ વનો, આ ભવસીંધુથી તારો.

---

## લાજ લીધી એ બાપ લાજ લીધી.—એ રાગ.

પ્યારા સંત કહોને સીતારામ, બોલો સંતો.
સરવ રામ નામ, કહો સીતારામ.
તારી કાચ કુંપા જેવી કાયા, તેને જોઈ તમે શું ઠગાયા;
લોભ લાલચમાં લપટાયા, એમ નહી મળે તુને રામ;
કહો સીતારામ. પ્યારા સંત.

મુનસાદેહી ફરી નહી મળશે, હરી ભજેથી ભવદુ:ખ ટળશે;
તારો ચોરાશી ફેરો ઉગરશે, ધર એક ચીતે હરી ધ્યાન.
કહો સીતારામ. પ્યારા સંતો.
સીતારામની સાચી સગાઈ, માટે પ્રભુ ભજોને મેરા ભાઇ;
સરવ જક્તામાં છે સુખદાઇ, સાચો સ્વર્ગ તણો છે એ ઠામ.
કહો સીતારામ પ્યારા સંતો.
એવું સમજી રટણ કરો રામનું, સુખદાયક વૈકુંઠ ધામનું;
ધરો બાંનું પ્રભુજી કેરા નામનું, નહીં બેસે તુને કંઇ દામ.
કહો સીતારામ. પ્યારા સંતો.
ચીત રાખો શાંન્તી સુખરાસ, દાસના દાસને તેની આશ;
ભાવે ગુરૂ પ્રતાપે વનો દાસ, પ્રભુ આપજો આપનું નામ.
કહો સીતારામ. પ્યારા સંતો.

---

## રાગ—ક્ષત્રી કલંક.

સુણો વીનતી હે ગુરૂરાજ, સ્વામીજી મારી સાય કરોરે;
કરે અરજ સેવકનો સમાજ, સ્વામીજી૦
ટાળો સેવકનાં કસ્ટ નાથ, સ્વામીજી૦
દયા લાવી દાસનો સાહો હાથ, સ્વામીજી૦
ભવ દરીઓ છે આ સંસાર, સ્વામીજી૦
તારી લ્યોને તેમાંથી મુને પાર, સ્વામીજી૦
પ્રભુ વીનતી કરે તમ દાસ, સ્વામીજી૦
પ્રેમ કરીને રાખોને મુને પાસ, સ્વામીજી૦
સ્વામી આવ્યા તુમારે શરણ, સ્વામીજી૦
સેવે દાસ વનો વાલા તમ ચરણ. સ્વામીજી૦

---

રાગ.—ઉપરનો

રામ રામ ભજો તમે સીતારામ, મુરખ શું બેશી રહ્યોરે;
હેતે કરી હરી કરે તારૂં કામ, મુરખ શું બેશી રહ્યોરે.
ભવદરીઆમાં પડયો દુઃખદાર, મુરખ૦
જેથી હરી ઉતારે ભવપાર, મુરખ૦
માટે ભજી લેને તું તો સાચા રામ, મુરખ૦
સરે જનમ મરણ કેરાં કામ મુરખ૦
ભજ ઘડી એક માળા ઝાલી હાથ. મુરખ૦
બીજું કાંઈ નહી આવે તારી સાથ, મુરખ૦
એવું જાણીને રટણ કર રામ, મુરખ૦
કહે દાસ વનો ધર ખરી હામ, મુરખ૦

---

હો ગોદડસ્વામી, આપો દરસન પ્રેમ કરી;
માગુ તમારી ભક્તી, આપોને મુને મુક્તી.
શરણે આ સેવકને રાખો, તમ વીણ કોઈ નથીરે.
હો ગોદડસ્વામી.
હૈયા કેરા હાર સ્વામીજી, મારા વાલા;
વીનતી કરૂ સ્વામી તમારી, ઉર ધરજો સલુણારે.
હો ગોદડસ્વામી.
સગાં સહોદર સાથી સરવે, મેં નજરે જોયું;
જાણ્યું એક નામ તમારૂ સાચુ, તેમાં મન મોહ્યુંરે;
હો ગોદડસ્વામી૦
કસ્ટ હમારૂં કાપો, આપોને શુભ મતી;
દાસને આશા તો છે સાચી, વાત કહું નહી કાચીરે.
હો ગોદડસ્વામી૦

હરી નામનો હીરો, પાપીથી નવ પરખાયો;
દુઃખના ડુંગરમાં હું પડીઓ, હું તમ સરણે આયોરે.
હો ગોઢડસ્વામી૦

શેવક કેરી અરજી ઉરે ધરજો, મારા સ્વામી;
અંતસમેના પ્રભુ બેલી, દાસ વનો કહે નામીરે.
હો ગોઢડસ્વામી૦

---

## સામળીઆ મુજને આ સમે આ શું રે કીધું—એ રાગ.

કરૂણાના સાગર, સાય કરોને હમારી.
દયાસીંધુ દીનબંધુ સ્વામી, આ ભવથી લ્યો ઉગારીરે.
કરૂણાના૦

જળજાણા વીશ્વંભર આપે, પહલાદ ભક્ત ઉગાર્યો;
સ્થંભ તોડીને નરસીંગ રૂપે, હીરણાકશ્યપને માર્યોરે. કરૂણાના૦
તેલકડાથી સુધન્વાને, ઉગાર્યો મહારાજ;
વામનરૂપે બલીરાય ચાંપ્યો, આપ્યું પાતાલનું રાજરે.
કરૂણાના૦

રાવણ મારી વીભીક્ષણને, આપ્યું લંકાનું રાજ;
વાલી મારીને સુગ્રીવને, રાજ આપ્યું મહારાજરે. કરૂણાના૦
ધર્મધુરંધર પ્રભુ તમે છોરે, શરણાંગત સ્વામી;
દાસને આશા એક તમારી, વંદુ હું વારંવાર નામીરે.
કરૂણાના૦

કૃપાનાથ કરૂણાના સાગર, પડુ તમારે ચરણે;
રંક સેવક તમ પાય નમેછે, રાખો દયા કરી શરણેરે. કરૂણાના૦
આ શેવકને શરણે લ્યો, એમાં શું મોટું કામ;

પાએ નમી કહે દાસ વનો, પ્રભુ આપજો આપનું નામરે.
કરૂણાના૦

---

### ધીમા ધીમા ચાલોને—એ રાગ.

રાખો રાખો શેવક કેરી લાજરે,
પ્રભુ તારા દાસને તારી આશ ખરે;
આ દાસ તારે કાજે ઝુરે. રાખો રાખો૦

સાખી.

જગતણા પ્રતીપાળહો, સ્વામીજી સુખ ધામ;
લજા મારી રાખશો, બીડી હૃદયમાં હામ.
તમ વીણ શેવક ઉજ તલસી મરે,
નાથ નયણે દેખીને મારાં નેત્ર ઠરે;
આહો નાથરે. રાખો રાખો૦

સાખી.

તમ વીણ ઘડી નહીં ગોઠતું, હે પ્રભુ દીનદયાળ;
શરણું આપો નાથજી, લ્યો મારી સંભાળ.
મારી કરણી ના જુઓ મારા સ્વામીરે,
દયા રાખો કરજોડા કહું નામીરે;
મહારાજરે. રાખો રાખો૦

સાખી.

મોહ જાળની ફાંસીમાં, પડીઓ છું પ્રભુ આંય;
દાસ પરે દયા ધરી, સ્હાજો મારી બાંય.
કરૂં વીનંતી પ્રેમે લાજ રાખો તમે,
વનો દાસ વારંવાર પાએ નમે;
રાખો લાજરે. રાખો રાખો૦

## શ્રી વીમળાચળના વાસી મારા વાલા—એ રાગ

શ્રી ગોતરકાના વાસી મારા વાલા. સેવકને વીસારો
નહીં વીસારો નહીં.

ગુરૂજી મારા લાગો પ્યારા, ગોતરકાના રાજ;
સરણાંગત વત્સલ દીનબંધુ, રાખો મારી લાજ.
સ્વામીજી રાખો મારી લાજ. સેવકને૦
કરૂણાસાગર કસ્ટ ઉજાગર, હો સુંદીર ઘનસ્યામ;
દાસની અરજી ઉરમાં ધરજો, લેઉ તમારૂં નામ.
સ્વામીજી લેઉ તમારૂં નામ. સેવકને૦
દુઃખ હરનારા વાલા મારા, શરણે રાખો નાથ;
મેહેર કરી સેવકપર પ્યારા, સ્હાજો મારો હાથ.
સ્વામીજી સ્હાજો મારો હાથ. સેવકને૦
ગોતરકાવાસી મમ ગુરૂ, સ્વામીજી મહારાજ;
દાસ વનો કહે પાએ નમીને, બેલી ગરીબનીવાજ.
સ્વામીજી બેલી ગરીબનીવાજ. સેવકને૦

---

## ગીરધારીરે વાત કહું તે વીચારો—એ રાગ.

ગુરૂ ગૌડડેરે કરૂંછું કાલાવાલા, સદા જપું તમારી માળા.
મુને આપોરે ભક્તિ તમે છોગાળા. સદા૦

ઝુલ.

દુખ દાસતણાં તમે કાપોરે,
મુને આપતણો કરી સ્થાપોરે;
મને ભક્તી તમારી આપોરે.

સાય કરજોરે ગુરૂજી ગોતરકાવાળા, સદા૦
કર જોડીરે કહું છું તમોને કૃપાળા; સદા૦
ઉરે ધરજોરે વીનતી દાસની વાલા. સદા૦

ઝુલ.

જુડા જક્ત વીશે મુને નાંખ્યોરે,
મધ્ય સાગર વચે રાખ્યોરે,
નાથ તમારો ભરૂંસો આખોરે.

લેજા તારીરે હો દીનબંધુ દયાળા, સદા૦
શીરનામીરે વીનતી કરૂં મારા વાલા; સદા૦
પાએ નામીરે કહું તમને હો કૃપાળા. સદા૦

ઝુલ.

ગુરૂ સેવકની પુરો આશારે,
મારૂં મન સદા છે ઉલાસરે;
ગુણ ગાવે વનો તમ દાસરે.

મારી વીનતીરે ઉરે ધરજો મારા વાલા. સદા૦

---

## કામ છે દુષ્ટ વીકારી.—એ રાગ.

સહાય કરોને હમારી, આહા પ્રભુ સહાય કરોને હમારી.
આવ્યો હું શરણ તમારી. આહા પ્રભુ સહાય.
ભવના સાગરનો પાર ન આવ્યો, દારૂણ દુખ બહુ ભારી; આહા.
કોટી જનમનાં પાપજ મારાં, ટાળોને દેવ મોરારી. આહા.
દેહી ધરી મેં કાંઇ નવ કરી ટે, બંદગી થઇ ન તમારી. આહા.
સ્વામી હું તો ગુનેગાર તમારો, શી ગતી થાશે મારી. આહા.

નમન કરૂં હું નાથજી તમને, ઉતારોને ભવપારી. આહા.
કૃપા કરી આપો શરણું તમારૂં, તો થાય સદગતી મારી. આહા.
ભવજલ તારો કસ્ટ નીવારો, દેહી બંધન છોડો ભારી. આહા.
હું અપરાધી દાસ તમારો, તસ્દી આપુંછું ભારી. આહા.
સામસુંદીર હો વાલા મારા, વંદુ હું વાર હજારી. આહા.
આરે કાયાનો નહીંરે ભરૂંસો, જોઉ છું નજરે નીહાળી. આહા.
વીનતી ઉરમાં ધરોને સ્વામી, ધન્ય ગુરૂ બલીહારી. આહા.
અંત સમેના બેલી છો સ્વામી, ટાળો આ ભવજંજાળી આહા.
ધન્ય છે સ્વામી હો સુખધામી, દાસ વનો કહે નામી. આહા.

---

## રાગ. ગોપીચંદનો.

નમુરે ગોદડસ્વામી નાથને, શ્રી ગુરૂ સ્વામીજી મહારાજજી;
રોજ પુજન પ્રીતથી કરૂં, અરપુ તન મન આજજી; નમુરે.
તમ દરશન થાય મુજને, મહારાં પાપ કપાયજી;
મન રહેવાનું તમ ચરણમાં, દાસ વીનવે સદાયજી. નમુરે.
દારૂણ દુઃખમાં ડુબી રહ્યા, વાલા તમારી છે આશજી;
શરણે આ શેવક આવીઓ, દયા કરી રાખો પાસજી. નમુરે.
મુજ પુર્વના પુન્યે આપને, મુકી મન કેરો મેલજી;
રખેરે મુને વીસારતા, કાર્ય કરવાનું સેલજી. નમુરે.
સોભા વધેરે એમાં આપની, મહારાં દુઃખ થાય દુરજી;
તમને વારંવાર વીનવું, સ્વામી રેહેશો હજુરજી. નમુરે.
મહારી વીનંતી ઉરે ધરો, કરૂણા કરીને કૃપાળજી;
દાસ આ લેજોરે શરણમાં, દીન કેરા દયાળજી. નમુરે.

સહાય થશો પ્રાણઆધાર હો, શેવાની બલીહારીજી;
જીન મલ્યો વના દાસને, રીઝા ગુરૂ બલીહારીજી. નમુરે.

---

## રેશું સાથે સદા બેઉ બેનો.—એ રાગ.

સાય થાઓ શ્રી અંતરજામી;
નાથ નમું હું શીર નામીરે, સાય થાઓ.
માગું હું તારૂં સર્ણ, ટાલોને જન્મ મરણ;
વારે ચડોને સ્વામીરે, સાય થાઓ.
જક્તના પ્રતીપાલ, લેજો મારી સંભાળ;
કહું છું પાએ નામીરે, સાય થાઓ.
સુધનવાને તાર્યો, પ્રલ્હાદને ઉગાર્યો;
સરણાંગત સ્વામીરે, સાય થાઓ.
અસુરને સંહારા, ઘણા ભકતોને તારા;
હું પામર પ્રાણીરે, સાય થાઓ.
શેવક રાખો સાથ, સાજોને મારો હાથ;
કહે દાસ વનો નામીરે, સાય થાઓ.

---

## કાનુડો શું જાણે મારી પીડ.—એ રાગ.

સેવકને આશા તારી એક,
દાસને આશા તારી એક, પ્રભુ મારી વારે ચડોનેરે.
ભવજલ તરવાની આશ તમારી વાલા,
કાપો કસ્ટ સેવકનાં નાથ, કાપો કરરરરરરરરરે. સેવકને.
ભવ દરીઆથી સુખે સુકાજ કરજો વાલા,

ભવજલ તરવાની છે આશ, તારો તરરરરરરરરરે સેવક.
કુપંથ તજી સુકર્મપંથ સુજાડો વાલા,
દુઃખ હરોને દીનાનાથ, હરસ્યો હરરરરરરરરરે. સેવક.
દીન જાણીને દયા કરજો તમે હો વાલા,
શેવકના છો પ્રતીપાલ, સાંમી સરરરરરરરરરે. સેવક.
દાસ વનાની વીનતી ઉરમાં ધરજો વાલા,
ઉગારો બળતા દવથી નાથ, ઉગારો અરરરરરરરરરે. સેવક.

---

હો દીનબંધુરે દાસ હું.—એ રાગ.

હો સુખસીંધુરે તારજો,
હું છું ગુરૂજી તમારો દાસ, હો સુખસીંધુરે.
પ્રભુ મારી વહારે ચઢજો નાથજી;
અંતે રાખજો મુજને પાસ, હો સુખસીંધુરે.
હું તો શરણ તમારે આવીઓ,
દેજો દરસન હો મહારાજ, હો સુખસીંધુરે.
ભવના સાગરમાં હું તો પડયો,
સાહો બાંય ગરીબનીવાજ, હો સુખસીંધુરે.
હું પ્રપંચી જાળે ફસાઇ રહ્યો,
મારા ગુના કરજો માફ, હો સુખસીંધુરે.
મારા અંતસમેના સાથીઆ,
એક્ષી ભોદડગુરૂ મા બાપ, હો સુખસીંધુરે.
ઝાઝું કહેતાં હું સરમાઉ છું,
મને સાચી તમારી આશ. હો સુખસીંધુરે.

બેઉ કર જોડીને પાએ નમી,
ગાવે તમ ચરણે વનો દાસ. હો સુખસીંધુરે.

---

રાગ. કલ્યાણ.

શ્રી ગોત્રકાપતી, ગુરૂ છે અગમગતી;
આપને પ્રણામ કરૂં, આપો સુમતી.
ગોતરકા વાશી મમ ગુરૂ, સ્વામીજી મહારાજ;
રંક સેવકપર મેહેર કરીને, દરસન દેસો આજ. શ્રી.
ગામ ગામના સેવક આવે, સુણી આપનું નામ;
પતીતપાવન અધમ ઓધારણ, છો સર્વાત્મા સામ. શ્રી.
દાસ તમારા અરજ કરે છે, બેઉ કર જોડી આજ;
સેવક આવે સરણે સ્વામી, તેમની રાખો લાજ. શ્રી.
આપ તણા આ સેવક ઉપર, કરજો ગુરૂજી મેહેર;
સ્તુતી કરીએ સ્વામી મારા, દીન દીન આનંદલેર. શ્રી.

---

લીધો તાંબડી કરમાં મેહેતાજી પધારોરે.—એ રાગ.

જય જય ગોદડસ્વામી, ગુરૂજી પધારોરે;
તમે ગોત્રકા ધામી, ગુરૂજી પધારોરે.
સાચા પ્રેમથી સ્વામી, ગુરૂજી.
કહીએ પ્રેમથી નામી, ગુરૂજી.
મારા નવ જુઓ દોશ, ગુરૂજી.
સ્વામી રાખો નહી રોશ, ગુરૂજી.
કામ ક્રોધને રોગ, ગુરૂજી.

તેથી રહે છે વીજોગ, ગુરૂજી.
સ્વામી એ મન ધારો, ગુરૂજી.
માયા સરવે સંહારો, ગુરૂજી.
માયામાંથી લ્યો તારી, ગુરૂજી.
મને આશા તમારી, ગુરૂજી.
નથી રાખ્યું મેં છાનું, ગુરૂજી.
ધર્યું આપનું બાંનું. ગુરૂજી.
જો નહી દરશન થાય, ગુરૂજી.
તો બાંનું વગોવાય, ગુરૂજી.
જો તમ દરશન થાય, ગુરૂજી.
તો આ પાપ કપાય, ગુરૂજી.
એવું જાણીને સ્વામી, ગુરૂજી.
મારી ટાળશો ખામી, ગુરૂજી.
માગુ આપની ભક્તી, ગુરૂજી.
મને આપશો મુક્તી. ગુરૂજી.
વીનંતી ઉર ધરજો, ગુરૂજી.
મારાં પાપ સઉ હરજો, ગુરૂજી.
મારી પુરસ્યો આશા, ગુરૂજી.
ગાવે છે વનો દાસ, ગુરૂજી.

---

## મારા વાલા નંદલાલા.—એ રાગ.

અમ સ્વામી, નામી નામીને લાગુ પાય;
અમ સ્વામી શ્રી ગોદડનાથજીરે,
મુખ જોઉં, દુ:ખ ખોઉં, આનંદ ન માય. અમ.

ધન્ય ભાગ્ય, તીર્થ યાગ, મળ્યાં સઉ ઘેર. મમ.
ગુણ ગામી, મારા સ્વામી, તમારી છે મેહેર. મમ.
પાએ લાગુ, સદા માગુ, ચરણ કેરી સેવ. મમ.
સુખકારી, બલીહારી, નીરંજન દેવ. મમ.
મારા વાલા, કાલાવાલા, કરૂંછું સહાય. મમ.
આવ્યો પાસ, વનો દાસ, નમીને લાગુ પાય. મમ.

---

ભગવંતા સાચા બેલીરે, ગોઢડસ્વામી.
બની આનંદનો હેલીરે, ગોઢડસ્વામી.
ગુરૂજી તમે ગોત્રકા ધામના છો વાશી,
તમ ચરણે કોટીક કાસીરે. ગોઢડસ્વામી.
ગુરૂજી મારા, સરણે રાખો તમ બાળ;
ભાગો ભવની જંજાળરે. ગોઢડસ્વામી.
ગુરૂજી મને, શરણે લેશોરે હો નાથ;
સાહોને મારો હાથરે. ગોઢડસ્વામી.
ગુરૂજી મારા, જો તમ દરશન થાય;
મારાં પાપજ પ્રલય થાયરે. ગોઢડસ્વામી.
ગુરૂજી તમે, બાંહ્યગ્રહ્યાની લજા ધરજો;
શેવકનાં કારજ કરજોરે. ગોઢડસ્વામી.
ગુરૂજી મારી, સુરતા લાગી છે તમ સાથ;
છો અનાથોના નાથરે. ગોઢડસ્વામી.
ગુરૂજી તમ, શરણે રહેવાનું મારૂં મન;
રાખો તો થઉં પાવનરે. ગોઢડસ્વામી.
ગુરૂજી તમે, શેવકનાં કષ્ટ હરજો;

રૂદીઆમાં વાસો કરજોરે. ગોદડસ્વામી.
ગુરૂજી મારા, હું તો છું પાપનો ભરીઓ;
માથે છે ભવનો દરીઓરે. ગોદડસ્વામી.
ગુરૂજી મારી, અરજ સુણીને વહેલા આવો;
શેવકને દેશો લહાવોરે. ગોદડસ્વામી.
ગુરૂજી મારા, સ્વામીજીને બલીહારી;
વંદુ હું વારંવારીરે. ગોદડસ્વામી.
ગુરૂજી તમ ચરણમાં, દાસ વનો ગાય;
વીનંતી કરે સદાયરે. ગોદડસ્વામી.

---

## રઘુપતી રામ રૂદેમા રહેજોરે.–એ રાગ.

ગોદડસ્વામીના નામને બલીહારીરે,
તમ નામને જાઉં વારી વારી. ગોદડ.
તમે શેવકના પ્રતીપાળરે, મારી ટાળશો ભવની જંજાળરે;
બળતા દવથી ઉગારો આ બાળ. ગોદડસ્વામી.
કરો દાસ તણાં તમે કાજરે, રાખો બાંયગ્રહ્યાની લાજરે;
પાર ઉતારસો મહારાજ. ગોદડ.
સાચા બેલી તમે મમ નાથરે, મને રાખશો અંતે સાથરે;
સાજો દાસ વના કેરો હાથ. ગોદડ.

---

## મથુરામાં માધવ જાય છે.–એ રાગ.

ગોદડસ્વામી છો ગુણવંતા,
બેલી સાચા છો તમે બળવંતા. ગોદડ૦
વાલા મારા વીનંતી આ ઉર ધરજો,

અમને પ્રેમ કરી દરસન દેજો. ગૌદડ૦
વાલા મારા ઉગારો બળતા દવથી,
અમને મુક્ત કરોને આ ભવથી. ગૌદડ૦
વાલા હુ તો પાપી પ્રપંચી છું ભારી,
અંતે શોરે વલે થાશે મારી. ગૌદડ૦
વાલા મારા સરણુ તમારૂં સાચું છે,
બીજુ જક્તતણું સઉ કાચું છે. ગૌદડ૦
વાલા મારા નીરખી નીરખી જાઉ વારી,
ધન્ય ધન્ય ગૌદડસ્વામી બલીહારી. ગૌદડ૦
વાલા મારા બીજું કાંઇ નવ હું જાણું,
ગૌદડસ્વામી સાચું છે નાણું. ગૌદડ૦
વાલા તમે સેવકનાં કષ્ટ હરજો,
દાસ વનાનાં વિનતી ઉર ધરજો. ગૌદડ૦

---

પંચાલી પોકારેરે રે હો—એ રાગ.

શ્રી ગુરૂ સ્વામીજીરેરે રે હો, સેવકને તો સાય કરોરે.
વાલાજી તમે સેવકના પ્રતીપાલ,
ટાળો મારી જનમ મરણની જંજાળ;
સરણે રાખો ગુરૂજી હો દીન દયાલ. શ્રી૦
પ્રભુ તમે અનાથોના છો નાથ,
અંતસમે રહેજો ગુરૂજી મારી સાથ;
ભવના સાગરમાંથી સાજોને મારો હાથ. શ્રી૦
સંસારની માઆ સ્વામી તમે નિવારો,

સેવકને તો સાચો ભરૂસો એક તમારો;
વાલા મારા નથી બીજો એકે આરો. શ્રી૦
સગાં સહોદર સરવે તો છે સ્વારથનાં યારી,
અંતસમે તો સ્વામી એ નર્કતણી છે બારી;
મહેર કરીને મુજને તેમાંથી લ્યો ઉગારી. શ્રી૦
મારે માથે આપ સમા તો સ્વામી ગાજો,
વસમી વેળાએ વાલાજી વાહારે ધાજો;
કલ્પવૃક્ષ રૂપે તો મુજને સાથ થાજો. શ્રી૦
દયા કરો જો નાથ તો એહ વચન માગું,
મોહ માયા નીંદ્રાથી ઓચીંતો હું જાગું;
ક્ષમા કરો અપરાધ કર જોડી પાએ લાગું. શ્રી૦
સેવક કેરી વીનતી ઉર ધરજો મારા સ્વામી,
મનવાંછીત ફળ આપો ગુરૂ ગોતરકાના ધામી;
દાસ વનો તો કહે છે કર જોડીને શીર નામી. શ્રી૦

---

## ચાલો ચાલોને સાહેલીઓ સાથ.—એ રાગ.

ગુરૂ ગોત્રકાપતી છો મહારાજ, જય ગોદડસ્વામી.
સ્વામી સેવકતણા છો સીરતાજ, જય ગોદડસ્વામી.
વંદન કરીએ બેઉ કરજોડી, સેવકના પ્રતીપાળરે;
મોહની જાળ નીવારો ગુરૂજી, સદગુરૂ દીનદયાળ. જય૦
કોટી જનમનાં પાપજ મારાં, છોડોને હો નાથરે,
બળતારે દવથી ઉગારો સ્વામી, સાજો મારો હાથ. જય૦
હો દીનબંધુ છો કૃપાસીંધુ, ગોતરકાના ધામીરે;

કાલાવાલા ઉરમાં ધરજો, હો સદગુરૂજી સ્વામી. જય૦
પાપ નીવારો સેવક તારો, સ્વામી તમે સુખવંતારે;
વીનતી મારી ઉરમાં ધરજો, બેલી તમે બળવંતા. જય૦
દાસ વનો કહે બે કર જોડી, નરોતમદાસ પ્રતાપ;
સરણેરે લેશો આ દાસને, સ્વામી ગોદડગુરૂ માબાપ.જય૦

---

## નીરબળ શત્રુ સબળ રાજપર એ–રાગ.

હો સુખસીંધુ તમે દીનબંધુ ગોતરકાપતી સ્વામી છો,
સરણાંગત હો વાલાજી મારા ગુરૂ તમે અચલનાંમી છો.
માગુ આપની હું ભક્તી મને આપો સ્વામી મુક્તી,
તમે છો સરણાંગત પ્યારા દીનબંધુ સાચી શક્તી. હો સુખસીંધુ૦
જય સદગુરૂ સ્વામી નમુ નીત નીત નામી,
કરૂ કાલાવાલા કર જોડી ગોત્રકાના ધામી. હો સુખસીંધુ૦
ધન્ય ધન્ય ગુરૂ મારા સેવુ ચરણુ તમારા,
મને દરસન દેશો ભાવ કરી મમ પ્યારા. હો સુખસીંધુ૦
કાલાવાલા ઉર ધારો મુને પ્રેમ કરી તારો,
બેલી બલવંત સ્વામી મારા અમને ઉગારો. હો સુખસીંધુ૦
સુણો મારી આ વીનતી સરણે લ્યો ગોત્રકાપતી,
ટાળો મરણ વનાની સુણી પ્રેમની વીનતી. હો સુખસીંધુ૦

---

ગોદડસ્વામી સાચા ગોતરકાધામી ગુરૂ ધનછે આજનો દનજી
દરસન કરીઆં મારાં પાપજ ટલીઆં ગુરૂ વાપોછે બ્રહ્મઆનંદજી
પ્રેમની ભક્તી માગુ પાએ હું લાગુ ગુરૂ હો ગુરૂ દીનદયાળજી.

આપશો સરણુ મારૂ ટાળશો મરણુ ગુરૂ ધન્ય હો દેવદાતારજી
કહુંછું હું નામી નામી સરણે લયો મુજને સ્વામી
અરજ કરે તમ બાળજી.
ઈંદ્ર વનો ગાવે તમ દાસજ કહાવે ગુરૂ સેવકના પ્રતીપાળજી.

---

## મોહ લગાડો તો મારા સમ છે.—એ રાગ.

ધન્ય ધન્ય ગોતરકાના નાથને બલીહારીરે,
નીરખી ગોદડસ્વામી જાઉ વારી વારીરે.
હો સરવે સેવકતણા તમે પ્રતીપાલરે,
કૃપા કરી સેવકોની લયો સ્વામી સંભાળરે
દીનબંધુ અસ્રનઈંદુ હો સ્વામી સુખસીંધુરે,
કૃપાસીંધુ સુયેબીંદુ બેઉ કર જોડી વંદુરે.
જય જગ કારણ અધમ ઓધારણ, ભક્તજ વત્સળ સ્વામીરે;
મેહેર કરી મુજને લયો શરણે, ગોતરકાના ધામીરે.
વીનંતી આ દાસ વનાની, ધરજો ઉરમાં વાલારે;
બેઉ કર જોડી ચરણ નમીને, કરીએ કાલાવાલારે.

---

## વહાલો પ્રીતમ વરવો હો શાણી સખી—એ રાગ.

ગુરૂજીને બલીહારી, હો ગોદડસ્વામી;
સ્વામીજી ગુરૂ કહુ કરજોડી, આ ભવસીંધુ ભારી. હો.
કૃપા કરીને દેશો સરણું, અંતર પ્રીતી ધારી; હો.
શેવક સામી દ્રષ્ટી કરશો, ભરીઆં કસ્ટકારી. હો.
અંતસમયના બેલી તમે છો, સ્વામીજી સુખકારી. હો.

અનેક અવગુણ મુજમાં ભરીઆ, તે ટાળો મોરારી. હો.
બેઉ કર જોડી અરજ કરૂં છું, ધન ગુરૂ બલીહારી; હો.
દાસ વનાની વીનંતી આ, ઉરમાં લેજો ધારી. હો.

---

## મોહનજી મથુરાં નવ જાશો.—એ રાગ.

ગુરૂજી છો ગૌદડસ્વામીરે, ગુરૂજી છો ગૌદડસ્વામી.
બેઉ કર જોડી અરજ કરૂં વાલા, પ્રેમ થકી નામી;
શેવકના બેલી તમે સાચારે, (૨)
બલબુધી દાતાર શ્રેષ્ટ છો, સ્વામી નથી કાચા;
ગુરૂજી આપ અચલનામીરે. (૨)
ભવસીંધુ સંસારમાંથી, તારો ગોતરકાધામી;
ક્રૃપાની દ્રસ્ટી કરો વાલારે. (૨)
રંક શેવકપર ક્રૃપા કરો, કરીએ કાલાવાલા;
બેલી છો દીનબંધુ દાતારે (૨)
કસ્ટ કાપશો, ભક્તી આપશો, સેવકના ત્રાતા;
વીનવે દાસ વનો વાણીરે (૨)
ક્રૃપા કરી ભવસીંધુથી, સરણે લ્યો સારંગપાણી.

---

## રાગ ખમાચ.

મહારાજ આ વાર સુણો દીનદયાલ મારી લેશો સંભાળ,
ગોત્રકાના પતી સત્ય ભાખુ આ વાર દીન દાસ પ્રભુ.
તમ સાથેરે પ્રીત મેં તો કરી ખચીત મોહ્યું આપનામાં ચીત,
હુવે સરણે લ્યોને કરૂ ભક્તી તમારી હમેશાં વીભુ,

નાસાજીને પ્રતાપ મારાં ગલીઆંછે પાપ મલ્યા ગુરૂજી માબાપ;
સઉ સેવક મળી તમ વીનંતીતો કરીએ છે અમે,
આવ્યો આપને સરણ છોજી તારણ તરણ ટાળો જન્મ મરણ,
મારા ત્રીવીધીના તાપ ટાળો આપ સંતાપ ગુરૂ બેલી તમે.
ગોવકાના હો નાથ મારો સાજોને હાથ રાખો દાસને સાથ
મને આશા તમારી સાચી છે પ્રભુ કહું પાએ નામી,
પ્રેમથી રાખો પાસ મુને તમારી આસ ગાવેછે વનો દાસ,
મારા અંતના બેલી ગુરૂજી તમે છો હો ગોદડસ્વામી.

---

## ટાળ્યા નહીં રે ટળે.—એ રાગ.

અવસર ફરી નહી મળે, તારા દીન તો ટળે. રે ઓ મનવા.
મનમાં તું માન અવસર ફરી નહીં મળે.
વરસ એંસી થઆં તુજને, તારાં નેત્ર ગળે.
તોય પ્રભુને ભજ્યા નહી, વાલો શી રીતે મળે. રે ઓ મનવા.
પુત્ર ભજન કાંઈ નવ કર્યું, ભક્તજનને દમે,
પાપી તેં પ્રભુને ભજ્યા નહીં, તેને કેમ તું ગમે. રે ઓ મનવા૦
અવસર આવ્યો છે રૂડલો, સમરણ કર આ સમે,
નહીંતો આ ભવદરીઆ વીશે, જાણો બુડયા તમે. રે ઓ મનવા૦
ભજન કર્યા વીન પ્રાણીઆ, કેમ નધરો ફરે,
કરી લે પરમાત્માની બંદગી, પાપ પલમાં હરે. રે ઓ મનવા૦
દાસ વનાની છે વીનતી, ઉરમાં ધર આ પળે,
પ્રભુની ગતી બળવાન છે, કરમે લખ્યું તે મળે. રે ઓ મનવા૦

---

## આણી આલમ તે ઠગનારી —એ રાગ.

ભમરાલા ભજન વીનારે જવું નર્ક દ્વારે તારે.
છે આગળ ભય બહુ ભારે, જવું નર્ક દ્વારે તારે,
જીવ શી ગતી થાસે તારી, બનીઆ છો ખરા ખુવારી,
જુઠી કીરતી વીસ્તારી, તે દીલમાં કેમ ન ધારે. જવું૦
માઆમાં છું મદમાતો, ચાલુ છું રંગ રાતો,
કરી જુઠા જુઠી વાતો, તેતો મનમાં ન વીચારે. જવું૦
ફોગટ ફુલ્યા છો બંદા, જુઠી લીધી રોઝંદા,
તેં સંતતણી કરી નીંદા, જમડા તુજને તો મારે. જવું૦
કર રામ નામની સેવા, મનમોહન મીઠા મેવા,
જુગમાં નહીં જડશે એવા, કર સમરણ તું આ વારે. જવું૦
છે રંક વનાની વાણી, ઉર ધરને પામર પ્રાણી,
ધર ઉર વાત આ શાણી, પરમેશ્વર કારજ સારે. જવું૦

---

## રાગ આશાવરી જોગીઓ.

વીનંતી આ ઉરે ધરો, પ્યારા મારા નાથ.
નીતી અનીતી જાણી નહી, નહી પ્રેમ કે પ્રીત;
નથી જાણતો જુઠ સાચરે, ન જાણી મેં તો રીત. વી૦
ન જોશો અપરાધ આ, નોધારાના આધાર;
વીનવું હું વારંવારરે, છો ગરીબનીવાર. વી૦
નમીને કહું નાથજી, વારે ધાજો હો નાથ;
બેઠી છો ગોતરકાધામીરે, સાહો મારો હાથ. વી૦
ન્યારા ન કરો દાસને, છોજી તારણહાર.

આ ગરીબ કેરા આધાર છો, પ્યારા પ્રાણાધાર. વી૦
લાડ પાળો છો આપ તો, સારો દાસનાં કાજ;
મનમોહન છો પ્રભુ માહરા, નમીએ હો મહારાજ. વી૦
વીનંતી ઉરે ધારશો, માની લેશો પ્રણામ;
દરશન દેજો હો નાથજી, બેલી મારા સામ. વી૦
વીનંતી કરે દાસ આ, ઉરે ધરશો હો નાથ;
વના દાસને તમ આશ છે, પ્યારા લેશો સાથ. વી૦

---

## ડુબ્યો આજ તાપ વીલાસમાં.—એ રાગ.

નથી રામ નામ ઉચાર જ્યાં ધીકાર છે તે જનને.
રામનામ જીભે નથી તે જીવતાં તો મુઆ ભલા;
ભુંડા ભોગવી લે ભવીશ તું પણ, જાવાના છો એકલા. નથી.
સાચાં જુઠાં અનેક તો, આ જુગમાંહી કીધાં હશે;
જીવ જાણ્યું આજ સુધી ખરૂં કે, થનાર વસ્તુ તે થશે. નથી.
કુળ ઘોળામાં તો પડી, મુઆ ચેતી લે તુજ તનમાં;
રાખય નામ નટવરલાલનું, મારા વીરલા તુજ મનમાં. નથી.
રામનામ ઉચાર તું તો, બોલ સંત સભા વીશે;
કળીજુગ કરમ કઠીણ છે, હશે ભાગ્યઉદય તે પીશે. નથી.
પુન્ય પાપની ગાંસડી લઇ, જાવું છે પરલોકમાં;
માની લે શીખામણ રંકની, એવા ગુણ તો હશે કોકમાં. નથી.
મન સમજીને પ્રાણીઆ તું, સમરી લેને સીતાપતી;
ગુરૂ ચરણમાં વનો દાસ આ, કરજોડીને કરે વીનતી. નથી.

---

ઘરસેં ઇહાં કોંન ખુદાકે લીએ લાયા મુજકું—એ રાગ.

ગુરૂજી છો દયાળુ આપરે, પ્રભુ નાથ મારા;
કૃપા કરો દાસ પરે, સેવું ચરણ તમારા.
દયાળુ છો ગુરૂજી, વીનતી આ ઉર ધરો;
કૃપા કરી નાથ મારા, રંક ઘર પાવન કરો.
નથી કોઈ બેલી બીજું, આપ વીના હો દયાળુ;
લેજો સંભાળ પ્યારા, આપને પ્રીતે સંભાળુ.
નથી અહીં લાવ બીજો, જક્તમાંહી કાંઈ મારે;
રહ્યો છું જક્તભુમીમાંહી, આપને આધારે.
જોશો નહીં દોશ મારા, આપ છો દયાળુ સ્વામી;
કરૂં આ વીનતી હું બેઉ કર જોડી નામી.
રાખોને શરણુ પ્રભુ, આવીઓ તમ પાસ પ્યારા;
વીનવે દાસ વનો, શરણે રાખો સ્વામી મારા.

---

ગરબો.

વંદ્રાવનમેં રંગીલો શામ ખેલે.—એ રાગ.

ગોતરકામાં ગોદડસ્વામી ગાજે,
જ્ઞાનદાસજી ત્યાં માનત બીરાજે;
ત્યાં તો ઇંદ્રપુરી સમ છટા છાજે.
બની છે લેહેર, આનંદભેર, ખુશી ઘેર, ઘેર ઠેર,
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

માર્ગસીરની ચોદસે, થાય છે ભેગી નાત;
શુદ ચોદસની રાતને, પુનમનું પરભાત.

તેવા દીનની શોભાને બલીહારી,
મોટો ઓચ્છવ બને છે આનંદકારી;
ઘુઘરી ઘમકે, નેપુર ઠમકે, ઝાંઝર ઝમકે, વેરી ચમકે,
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

નરઘાં તાલ મૃદંગને, ઝાંઝરના ઝણકાર;
ધમકારે ધરણી ડગે, સંત તણો નહીં પાર.
જવા ઇચ્છેછે ભક્ત મોટા જન,
જવા ઉલટે છે સંતકેરાં મન;
દુખજ હરણ, ચાલે ચરણ, ધ્રુજે ધરણ, ગુરૂને શરણ,
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

તે દીનની શોભા તણો, કવી ન કરે વીસ્તાર;
સજન જનોને ભજન છે, નવ સમજે ગમાર.
બને આનંદમાં પ્રેમ મગન,
તેવા દીવસને છે ધન્ય ધન્ય.
આસન ઝલકે, મન મલકે, મંદીર ચલકે, જોવા ખલકે,
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

શેવક સઉ ગુજરાતના, આવે છે આસન;
દરસનથી પરસન કરે, નીર્મળ સઉનાં મન.
આવે નર નારી ગુરૂને આસન,
આવનાર કેરાં મન છે પ્રસન,

છે મણી નંગ, બન્યો રંગ, છે ઉમંગ, સજન સંગ;
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

સદભાગ્યે ગુરૂજીતણું, મંદીર તો જોવાય;
ધન્ય ધન્ય જે નરનારીને, ગુરૂજી તણા ગુણ ગાય;
જે કોઇ નરનારી પ્રેમ કરી ગાશે,
તેનાં પાપ પલકમાં કપાશે;
છે પરસન, ગુરૂનું મન, સત વચન, છે આસન;
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

વહાલા સજન વીરલા, બુધીમાન ગણાઓ;
નરનારીને વીનવું, ગુરૂજી ચરણે જાઓ.
ટાળે તનકેરા તાપ આપ સ્વામી,
કાલાવાલા કરો કર જોડીને નામી,
અખંડાનંદ, ટાળે ફંદ, કરે આનંદ, ગુરૂ ગોવીંદ,
સખી આજે ઉમંગ ગોતરકામાં.

સાખી.

ગરબો ગાવે પ્રીતથી, દાસતણો આ દાસ;
ગુરૂજી ચરણુ વનો કહે, સ્વામી તમારી આશ.
જે આ પ્રેમ કરી ગરબો કોઇ ગાશે,
તેનો સેજમાં વૈકુંઠ વાસ થાશે.
સુંદીર શામ, પુરણ કામ, અક્ષય ધામ, પુરસે હામ.
સખી આજે ઉમંગ ગોતરકામાં,

પ્રાણનાથ વીના સુણ સખી તું મારી.–એ રાગ.

રામરાય વીના કોઇ નથી બેલી,
ગુરૂરાજની તો બંદગી છે સેલી.

સાખી.

પ્રાણતણા આધાર છો, બેલી હો મમ નાથ;
કહું કર જોડી પ્રેમથી, સાજો મારો હાથ.
પ્યારા પ્રાણાધારા નાથછોરે મારા,
બેઉ હાથ જોડી વીનતી કરીએ પ્યારા.

સાખી.

સેવકપર કીરપા કરી, લ્યો મારી સંભાળ;
ગરીબનીવાજ તમે પ્રભુ, સ્વામી આપ દયાળ;
ટાળો પાપ મારાં આપ છો દયાળુ,
પ્યારા આપને હરનીસ હું સંભાળું.

સાખી.

હું પાપી પાપજ કરૂં, ભવસીંધુ મોઝાર.
તારી લ્યો હું અધમને, નોધારાના આધાર.
ભવમાંયથી મમ હાથ સાજો સ્વામી,
કરૂં કાલાવાલા ગોત્રકાના ધામી.

સાખી.

મેહેર કરો મમ નાથજી, સાચી તમારી આશ;
કાલાવાલા સાંભળી, દાસને રાખો પાસ.
ગુરૂરાજ ગોદડસ્વામીને બલીહારી,
ભવમાંયથી કરીને કૃપા લ્યો તારી.

સાખી.

કર જોડીને કરગરૂ, મુજને છે વીશ્વાસ;
ઉગરવાની આશા તો, રાખે છે વનો દાસ.
પ્યારા પ્રેમથી તમે લ્યો તમારી પાસ;
દીન થઇ નમે તમ ચરણમાં વનો દાસ.

---

## કરમ તણી કથનાર.—એ રાગ.

પ્યારા પ્રભુજી આ અરજ સુણો તમે માહરી,
સ્વામી નામી વીનંતી કરૂં નાથજો;
દરસન દેજો હો પ્યારાપતી છો માહરા,
કહું કર જોડી રાખો દાસને સાથજો. પ્યારા.
ભવ સાગરકેરો પાર ન આવ્યો ઇશ્વરા,
વહારે ચઢજો છો પ્રભુ દુઃખહારજો.;
ગરીબની વહારે ચડોને હો ગૌદડ નાથજી,
છો દીનબંધુ નોધારાના આધારજો. પ્યારા.
પાપ અનેક ભરેલો હું સરણેરે આવીઓ,
રાખો સરણે બેલી છો બળવંતજો;
પ્રાણઆધાર પતી છો પ્રભુજી હો માહરા,
ગૌદડગુરૂજી પ્યારા હો ગુણવંતજો. પ્યારા.
અરજ ધરો ઉર આપ દયાળુ છો ગુરૂ,
દુઃખ હરનારા દુઃખ આ કરજો નાશજો;
હું અપરાધીને તારી લીઓ ભવમાંયથી,
કહે કર જોડી રંક વનો તમ દાસજો. પ્યારા.

---

ગુરૂજી છો અંતરજામી. (૨)                    ટેક.
પ્રીતમજી છો પ્રાણઆધારા, નમું વારંવારા;
હે મમ સ્વામી અંતરજામી, છો દુઃખ હરનારા. ગુરૂજી.
બેઉ કર જોડી અરજ કરૂં છું, છોજી ગરીબનીવાજ;
રંક તણા પ્રતીપાલ તમે છો, નમન કરૂં મહારાજ.ગુરૂજી.
સેવક લેશો શરણે સ્વામી, દીનબંધુ હો નાથ;
દાસ તણાં તો કાર્યજ કરશો, સાજો મારો હાથ. ગુરૂજી.
ભવનો દરીઓ દુઃખનો ભરીઓ, નાંખ્યો તેની માંય;
મેહેર કરી હો ગુરૂજી મારા, સાજો મારી બાંય. ગુરૂજી.
દાસ આપના અરજ કરે છે, બેઉ કર જોડી આજ;
દાસ વનાને ઓથ તમારી, સરણે લ્યો માહારાજ. ગુરૂજી.

---

## સાંભળું શા બોલો તમારા રાણી.—એ રાગ.

વીનતી આ સુણો દયાળુ પ્રભુ.                    ટેક.
અરજ હમારી ઉરમાં ધારો,
ભરૂસો અમને એક તમારો;
દોષ હમારા ઉમંગે ટાળો,
ધારો, મારો, ઢાલો, દયાળુ પ્રભુ.                    વીનતી.
દોશ ના જોશો નાથ હમારા,
છોરે પ્રભુજી તારણહારા;
આપ છો સ્વામી પ્રાણ આધારા,
મારા, હારા, ધારા, દયાળુ પ્રભુ.                    વીનતી.
પાપ હમારાં પ્રેમથી હરજો,

શેવકને તો સુખજ કરજો;
વીનતી મારી ઉરમાં ધરજો,
હરજો, કરજો, ધરજો, દયાળુ પ્રભુ. વીનતી.
દાસતણા તો દોશ નીવારી,
સ્તુતી કરૂંછું પ્યારા તમારી;
દાસ વનાની વીનતી પ્યારી,
વારી, મારી, પ્યારી, દયાળુ પ્રભુ. વીનતી.

---

## આવો રશીકમનોહર મંગલમુરતી શામળારે.— એ રાગ.

મારા પ્રેમતણા પાતળીઆ, વેગે સીધાવજોરે;
ધરજો દાસની વીનતી ઉરમાં, વેહેલા આવજોરે.
હુંતો પુરેપુરો પાપી, પડયો જંજાળમાંરે;
કાંઈ નવ નીરખું બીજું, આશા તારી વાલમારે.
પડીઓ ભવસાગરમાં, તેથી તમને ભુલીઓરે;
મારા જીવતરને ધીક્કાર, નરકમાં ડુલીઓરે.
બની ગયો પ્રપંચી અંધ, પડયો વેહેવારમાંરે;
તેમાં સુજે ન કંઇ ઉપાય, મુઓ વીચારમાંરે;
જાણ્યો અશક્ત મુજને, ચારે ચોરે વીંટીઓરે;
મારો જ્ઞાનગરથ ભંડારજ, સરવે લુંટીઓરે.
હવે હદ થઈ દીનબંધુ, રાખો શરણમાંરે;
દાસ વનાને સાચું મન કે, રહેવા ચરણમાંરે.

---

## કામ છે દુષ્ટ વીકારી.—એ રાગ.

દરસન દોને આ વારી, ગુરૂ મારા દરસન દો-
ભવના દરીઆમાં મુજને લાગ્યો,
સૃષ્ટિ તણો ધા કારી. ગુરૂ૦
કરમે લખેલા લેખ જે મારા,
નહી વીધાતા ફેરવનારી. ગુરૂ૦
બહુરે થયા પ્રભુ દોશ મારાથી,
તે સરવે ટાળો મોરારી. ગુરૂ૦
હું તોરે સમજ્યો આ પાપી સંસારા,
ઝટપટ લો મુને તારી. ગુરૂ૦
ઝાઝુરે શું કહું ગુરૂજી મારા,
કહેવાનીં રહી નથી બારીં. ગુરૂ૦
શરણે લેશો કૃપા કરીને,
આશા છે એક તમારી. ગુરૂ૦
દાસ વનો કહે પાએ નમીને,
પ્રભુ તમપર જાઉં વારી. ગુરૂ૦

---

## બનજારો.

ઉર ધરો અરજ હો પ્યારા, સાય કરજો વાલા મારા.
વાલા હું તમને નીરખું, જોઇ જોઇ નજરે હું હરખું.
રાખો અમને તમ સરખું, તમારી આસ, રાખજો પાસ;
કહે છે દાસ, કરો નહી ન્યારા. સાય કરજો વાલા મારા.

વીનંતી આ ઉરમાં ધારો, વાલા આશરો એક તમારો;
બળતા દવથી ઉગારો, આ સંસાર, લાગે સુનકાર, નથી
કાંઇ સાર, નાથ હો મારા. સાય કરજો વાલા મારા.
ગુણ ગાઉં આ ઉલાશ, પુરોને મનની આશ;
ગાવે છે વનો તમ દાસ, અહો નાથ, સાજોને હાથ,
રાખોને સાથ, દીનદયાળા. સાય કરજો વાલા મારા.

---

હો પ્રભુ દાતા અમને તારો, આ ભવસીંધુ લાગ્યો ખારો.
જન્મ મરણનાં મારાં પાપો, મેહેર કરીને સરવે કાપો.
તારણહારા કૃપાના સીંધુ, શરણે રાખો હે દીનબંધુ;
આપો અમને સુકતવાણી, ચરણે શરણે લેજો તાણી.
સદગતીનો રસ્તો નવ જડીઓ, ભવસીંધુમાં હું આથડીઓ;
દોશ હમારા પ્રેમે હરજો, શેવક રૂદીએ વાસો કરજો.
મન હમારૂં છે બહુ કાચું, એક તમારૂં નામજ સાચું:
વાલા જોઉછું વાટ તમારી, અંતે મળજો કહે વનમાળી.

---

ગરૂડ ચડી આવજો ગીરધારી.—એ રાગ.

અરજ ઉર ધારજો મારાવાલા,
મુને દરસન દેજો દયાલા. અરજ૦
મારા પ્રેમપ્રીતમજી હો રસીઆ,
મારા રૂદીઆમાં વાલા વસીઆ;
તમે ભકતોની વારે ધસીઆ. અરજ૦

અજામેલ અધરમી ઉધાર્યો,
સુવન્વાને તેલકઢાથી ઠાર્યો;
ભક્ત પ્રલ્હાદને તમે તાર્યો. અરજ૦
મેહેતા નરસીંહનાં કામ કીધાં,
મીરાંબાઇનાં વીષજ પીધાં;
સરવ ભક્તનાં કાર્યજ સીધ્યાં. અરજ૦
તમે જગતતણા પ્રતીપાલ,
લેજો અંતસમેરે સંભાળ;
મારી ટાળો આ ભવની જંજાળ. અરજ૦
તમે ઘણા ભકતોની ભીડ ભાગી,
વાલા તમથી મુને પ્રીત લાગી;
કહુ સાચુ ખરેખર જાગી. અરજ૦
મારી વીનતી ઉરે ધરો નાથ,
ભવસાગરમાંથી સાજો હાથ,
સાજો દાસ વના કેરો હાથ. અરજ૦

---

## હડીઓ કાઢે હરી તુંને નહીં મળે.—એ રાગ.

પ્રાણી રટણુ કરી લે સાચા સંતનું,
તારી સાથ ન આવે બીજા કોઇ. પ્રાણી૦
માત તાત ભ્રાતને સગાં તાહરાં,
બેન કાકા મામાને ફુઆ ફોઇ. પ્રાણી૦
અંતકાળે તો કોઇ કોઇનું નહીં

મરણસમે સરવ રેહેશે દુર. પ્રાણી૦
એવું સમજીને ચટપટ ચેતજે,
વાયે વહાણું થઇ જાશે અસુર. પ્રાણી૦
ભવના સાગર મધે મુંજાઇ રહ્યો,
થઓ અંધો તું અવની મોઝાર. પ્રાણી૦
હરી નામનું નાવ તઈઆર છે,
ભાઇઓ ભજે તે ઉતરે પાર. પ્રાણી૦
સ્વર્ગપુરીના પંથ વીકટ ઘણા,
રામ નામનું ધર હથીઆર. પ્રાણી૦
આતો પાંચ દીવસનાંરે પરભલાં,
નાહી ધોઇને થાઓ તઇઆર. પ્રાણી૦
પુન્ય પાપની બાંધીને ગાંસડી,
જાવુ રાય ધરમકેરી પાસ. પ્રાણી૦
એવું સમજીને સાચા સંત સેવજો,
દાસ વનાને સાચી તેની આશ. પ્રાણી૦

---

## ધન્ય ડાકોર રૂડું ગામ.—એ રાગ.

કર રામ રટણ ઓ જીવ, ભલું થાશે તારૂરે;
નવ બેસે તુને કંઇ દામ, માનો કહ્યું મારૂરે.
મુનસાહેબી મળ્યો છે મોંઘો, ફરી નહી મળશેરે;
તારાં કોટી જનમનાં પાપ, પલકમાંહી ટળશેરે.
હરી ભજવાનો આવ્યો દાવ, તુંતો કેમ ભુલેરે ;
મીથ્યા માયાતણા આ ફંદ, તેમાં કેમ ડુલેરે.

ભવસાગર દુઃખનો દરીઓ, માયાનું અંધારૂરે;
તેમાં આવે નહીં કંઇ સાથ, માનો તો ઘણું સારૂરે.
એવું સમજી રટણ કર રામ, મુખે નામ પ્યારૂંરે;
તારા ઘટમાંહી દીપક થાય, ટળેરે અંધારૂંરે.
ઝાઝું કહેતામાં આવે શરમ, પ્રભુને સમરજોરે;
ગુરૂ ચરણે ભણે વનો દાસ, અરજ ઉર ધરજોરે.

---

હે પાપી જીવ મુરખ મન માને,
હરીના ગુણ ગાને; વીચારી દીલમાંય. હે પાપી૦
જક્તમાં આવીને શું સુક્રત કીધાં,
જીવ જોને તપાસી ઘટમાંય. હે પાપી૦
ઠરી ઠામ ન બેઠો ઘડી એક જીવડા,
તે હરી ભજ્યા નહી કાંય. હે પાપી૦
હરી ભજનનો ભેદ ના જાણ્યો,
તેની પડશે ખબર તુને તાંય. હે પાપી૦
અનીતી પંથ તજી સુપંથ સાહો પ્રાણી,
પ્રભુ પકડે તેરી બાંય; હે પાપી૦
પાએ નમીને કહે દાસ વનો હો પ્રભુ,
કરજો સેવક કેરી સાય. હે પાપી૦

---

## પુનમ ચાંદની.—એ રાગ.

કાંયા કંચનની માની તેંતો જીવડારે,
જોયા મેહેલ્ન જરૂખા વાડીને ભંડાર,

મુરખ મોહી રહ્યો શું જુઠી આ જંજાળનેરે.
સગાં વહાલાં જે સરવ કુટુંબી તાહરાંરે,
તે સઉ મીથ્યા જાણો નહી આવે કોઇ સાથ. મુરખ૦

સાખી.

મીથ્યા જાણો જક્તને, મીથ્યા આ સંસાર;
મીથ્યા માયાને તજો, સેવોને કીરતાર.
હેતે ઉમંગે ભજન કરો શ્રીરામનુંરે,
જેથી જનમ મરણનાં દુખ સરવ દુર થાય. મુરખ૦

સાખી.

ભરીઓ દરીઓ દુઃખનો, માયાનું અંધકાર;
જ્ઞાની જન સેજે તરે, લાગે વાર ગમાર.
સુખના સાગરને સેવ્યાથી પાપો દુર ટળેરે,
રટ રામ તારા ઘટમાં દીપક થાય. મુરખ૦

સાખી.

મનમાં સમજી જીવડા, પ્રભુને તું સંભાળ;
શરણું આપે નાથજી, ટાળે પાપ દયાળ.
સરવે વીરલા મારા દાસની અરજી ઉરે ધરોરે,
બેઉ કર જોડીને ગાય વનો આ દાસ. મુરખ૦

---

## સખી સેજ સમારી.—એ રાગ.

વાલા વીનવું તમને હો પ્રાણ હમારા;
કહું કર જોડીનેરે હું શું ગુણ ગાઉ તમારા.

નમું તમને હો નાથ, મારો સાજોને હાથ;
મુને રાખશો સાથ, સાચી આશા તમારી.
રે હો વાલારે મારા. કહું કર જોડીનેરે. વાલા૦
મારા હૈડાના હાર, કીરપા કરો મોરાર;
મુને ઉતારો પાર, કરૂં વીનતી હું આપને.
રે હો પ્રાણ હમારા. કહું કર જોડીનેરે વાલા૦
ભક્તના પ્રતીપાળ, પ્રભુ અમને સંભાળ;
ઉગારોને દયાળ, ધરો અરજ આ ઉરમાં.
રે હો નાથ હમારા. કહું કર જોડીનેરે વાલા૦
મુને સાચી છે આશ, વાલા રાખજો પાસ;
ગાવે છે વનો દાસ, ધરજો વીનંતી ઉરમાં.
રે હો વાલા હમારા. કહું કર જોડીનેરે. વાલા૦

---

## દુખ દર્દથી દીલડું અતી.—એ રાગ.

મન માનને કહ્યું માહરૂં, નથી જુગમાં કોઈ તાહરૂં;
રટ રામ એ સુખ ધામ છે, જપ નામ પુરણ કામ છે. મન૦
ધાસ જેમ કહલે વઢાય છે, તુજ જાન એમ કપાય છે,
ભાર ભોગવે સીદ જક્તનો, કરી લેને સંગ તું ભક્તનો. મન૦
ઇરશા મુકી દેને મનથી, રટ રામ તન મન ધનથી,
છટકીસ કયાં જમરાયથી, ઉગરી લે આ ભવમાંયથી. મન૦
બાર વાગસે જીવ તાહરા, ત્યારે સાંભળે બોલ માહરા,
ભાસ્યું જક્ત સગુ તને ખરૂ, પણ અંતે લાગશે આકરૂં. મન૦

ઈસ નામ સાચુજ જાણજે, મારી વીનતી ઉર ધારજે,
વીનતી વનાની ઉરે ધરો, તો વૈકુઠવાસ તમે કરો. મન૦

## ગાતી.

ડાકોરના ઠાકોરને, બેઉ કરજોડી અરજ કરૂ સ્વામી;
યાદ કરૂ રસનાએ, વીનતી કરીએ પ્રેમથકી નામી.
લાલચમાં લપટાયો, ભવનો સીંધુ લાગે અતી ખારો;
લક્ષ્મીપતીને વંદુ, મહેર કરીને પ્યારા મુને તારો.
મોક્ષગતીને ઇચ્છું, સરજનહારા સ્વામી તમે મારા;
તીમર મટાડો તનનું, દરસન દેસો દુખજ હરનારા.
લાવ નથી અહીં બીજો, જક્ત વીસે હું નામ જપું પ્યારા;
લક્ષમાં અરજી લેજો, દાસ વનાનાં પાપ છો હરનારા.

## હોમ મમમા તું આપ દયાલુ—એ રાગ.

હે મમસ્વામી અંતરજામી, કસ્ટહરણ હો નાથ;
આપ કૃપાલુ દીનદયાળુ, સાજો સેવકનો હાથ.
હો સુખસીંધુ છો દીનબંધુ, બેલી છો ગરીબનીવાજ;
કાલારેવાલા ઉર લ્યો દયાળા, રાખો હમારી લાજ.
હું અપરાધી ભરીઓ ઉપાધી, તમ સરણે શીર નામું;
પાપના પડદા થાએરે અલગો, દરસનથી દુખ વામું.
કસ્ટ નીવારો શેવક તારો, બેલી તમે બળવંતા;
દયાલુ દાતા કરો સુખસાન્તા, ફરીઓ ભવરે અનંતા.
પાપ હમારાં પ્રેમથા હરજો, દાસની લ્યો સંભાળ;
દાસ વનાની વીનતી ઉરમાં, લેજો તમે હો દયાળ.

## પ્રીઆ દીએ રજા.-એ રાગ.

પ્યારા કરો કૃપા આ રંક સેવકની ઉપરેરે વીનતી ઉર ધરેરે.
બેસી ગોતરકાના ધામી, વીનતી કરીએ પ્યારા સ્વામી;
મેહેર કરીને ટાળો મારા તાપનેરે. પ્યારા૦
કામી ક્રોધી લોભી જુગારી, અંતે નર્કતણી એ બારી;
ધીકારૂં છું સરવે મારાં પાપનેરે. પ્યારા૦
ભક્તતણું તો માપજ માપો, કૃપા કરીને ભક્તિ આપો;
બેઉ કર જોડી વીનતી કરીએ આપનેરે. પ્યારા૦
આશરો અમને એક તમારો, પ્રેમ કરીને અમને ઉગારો;
દરસન કરવા આવ્યા ગુરૂના આસનેરે. પ્યારા૦
દાસ વનો તમ સેવક જાણી, સરણે લેશો સારંગપ્રાણી;
અરજ કરૂં વૈકુંઠપતી માબાપનેરે. પ્યારા૦

---

## સાગરનો ભાર.-એ રાગ.

સેવો કીરતાર સરજનહાર, રે છે સૌથી મોટા;
જુગમાં નહીં એના જોટા, એના તો જાણો ટોટા. સેવો૦
જક્તવહેવાર છે દુખહાર, રે હો માનો વીરા;
સોધી લે સંતજ હીરા, વીરા થાઓ ન અધીરા. સેવો૦
રે ભુલ્યા ભાન લાવો સાનરે, અંતરમાં ભ્રાતા;
સેવો દયાળુ દાતા, એ છે જગતના ત્રાતા. સેવો૦
લે રામ નામ પુરણ કામ, રે દીનબંધુ સ્વામી;
છે પ્રભુ અંતરજામી, નમીએ સઉ નામી નામી. સેવો૦
છે આ સંસારરે સુનકાર, રે આ જુઠી બાજી;

મુઆ પંડીત ને કાજી, માયા મુકી દે ઝાઝી. સેવો૦
મુકી દે માન હો ગુમાન રે, રટ અંતરજામી,
બેઠી છે બળવંત સ્વામી, દાસ વનો કહે છે નામી.સેવો૦

---

## માર માર તરવાર.—એ રાગ.

માન માન જીવ મનમાં જુએ છે શું,
જુએ છે જુએ છે જુએ છે શું. માન માન૦
દુખના દરીઆમાં પડયો ગુંચાઇને,
પાપે આ પેટ સીદ ભરે છે તું. માન માન૦
પાપ અનેક કીધાં પ્રાણીઆ હો મારા,
રામ નામ લે માન મારૂં કહ્યું. માન માન૦
સંસારમાંહી સાર સમજી રહ્યો તું,
દેખીને દીલ કેમ ડરે ન તું. માન માન૦
પ્રીત કરીને પ્યારા પ્રભુને ભજી લયો,
એમાં તો દામ નહી બેસે કશું. માન માન૦
દાસ વનો કહે બેઉ કર જોડી,
હેતે હરીને સંભાળેરે તું. માન માન૦

---

નહીરે વીસારૂ હો નાથજી તમને, મુજથી વીખુટા થાવા ન
ડઉરે. નહીરે૦
હો દીનબંધુ આપ દયાળુ, આપ કૃપાળ દયાળ હો નાથ;
ભવનાસીંધુમાં પડીઓ હો નાથજી, સાહો સ્વામી મારોરે
હાથ. નહીરે૦

પ્રેમ કરી દરશન દેશો, પ્યારા પ્રભુ મમ નાથ કૃપાળ;
બળતા આ દવથી ઉગારો હો નાથજી, મારી લેશો હો સ્વા-
મી સંભાળ. નહીરે૦
આશ તમારી એક પ્રભુજી, મુને તમારી છે સાચીરે આશ;
દયા કરી પ્યારા શરણે લ્યો નાથજી, રાખો આ દાસને પ્રેમથી
પાસ. નહીરે૦
પ્યારા પ્રભુ મેં ઘટમાં ન જોયું, કીધો નહી વળી કાંઈ તપાસ;
બેઉ કર જોડીને વીનવું હો નાથજી, પાએ નામી કહે વનો
દાસ. નહીરે૦

---

# श्री अमरीस आख्यान.



## પાત્રો.

અમરીસ—કોઈ નગરનો મોટો ભક્તરાજા.

વણીક—દસ ગાઉ છેટે ગામનો શેઠ.

શ્રીમતી—વણીકની દીકરી.

બ્રાહ્મણ—શ્રીમતીના ગામનો.



# શ્રી અમરીસ આખ્યાન.

નાટકના નવીન રાગોથી ભરપુર.

ગીતી- ગણપતીની સ્તુતી.

પ્રથમ નમુ અજપુત્ર, શંકર તનને સદાએ શીર નામું;
ભક્તતણા ગુણ ગાવા, દીવ્યગતીથી આનંદ હું પામુ.

અમરીસ- રાગ ધનાશ્રી.

નીજ કરસેં કરીએ, સ્વામીની સેવા નીજ કરસેં કરીએ;
અખંડાનંદની સેવારે કરતાં,
દીલ હરસ ધરીએ. સ્વામીની૦
મહંત પુરૂષની સેવારે કરતાં,
ભવસાગર તરીએ. સ્વામીની૦
જનમો જનમ કેરાં ભવ દુખ છુટે,
શ્રીપતીને સમરીએ. સ્વામીની૦
પરપુરૂષની સેવા ન ચહીએ,
નીજ હસ્તે કરીએ. સ્વામીની૦
સુધ અંતસકરણે નાથને નમીએ,
દેહીબંધન ટળીએ. સ્વામીની૦
ગુરૂજી ચરણે દાસ વનાની વીનતી,
સંત ચરણ રહીએ. સ્વામીની૦

અમરીસ- રાગ સીંહાનો કનરો.

આ અવસર તો આવ્યો છે સારો,

સુફળ થઓરે જનમારો આ મારો.
ભુલ ઘણી તો મુજમાં દેખાયે,
એક આ પહોર તો જાય અકારી. આ અવસર૦
પહોર આ સાત શેવામાં જાએ,
એવો હતોરે પ્રથમનો ધારો. આ અવસર૦
નીંદ્રામાં રાત્રી હવે નવ ખોવી,
હે પ્રભુ ટેક તું રાખણહારો. આ અવસર૦
દળવાનું કામ તો હાથેજ કરવું,
એવો રસ્તો મુને લાગે છે પ્યારો. આ અવસર૦
હે પ્રભુ લજ્યા રાખજો મારી,
દાસ વનાની વીનંતી સ્વીકારો. આ અવસર૦

વણીક– ઘરસેં ઇહાં કોન ખુદાકે લીએ લાયા મુજકું.–એ રાગ.

પ્યારી નારી આજે સુણો વાત તમે એક મારી,
પુત્રી પરણાવા જેવી દીસે થઇ હવે તૈયારી;
વળી થયાં વરસ સોલ પ્રીયા હવે કેમ ચાલે,
નથી રે ઉપાય હવે મનમાં ઘણું એ સાલે.
જરૂર આ કામ હવે જલદીથી અરે હું તો કરૂં,
પુત્રી પરણાવી મારીને પછી સુખેથી ફરૂં.

શ્રીમતી– હજી ન આવીઆ.–એ રાગ.

પીતા માહરા, વાત સુણો મારીરે;
શું બોલો બોલ, ઘટે છે તોલ,
શી ચોળાચોળ, માગુછું કોલ, કહું સુણો આ વારીરે. પીતા

શ્રીમતી– રામ ભક્ત કબીરને કહેછેરે.–એ રાગ.

રાજા અમરીસ છે ભક્તજનરે,
તેની સાથે પરણવાનું મનરે;
માટે સુણો તમે મારી વાતરે,
બીજા જક્તમાં ભ્રાત ને તાતરે.
માટે પીતાજી હવોને આ લાવોરે,
મને અમરીસ સંગ પરણાવોરે.

વણીક– રાગ બનજારો.

તું તો સાંભળ પુત્રી મારી, કહું વાત હું એક વીચારી.
તેં તો વાત કહી જે મુજને, પણ સુણ કહું છું હું તુજનેરે;
તારી વાત મેં દીલમાં ધારી, કહું વાત હું એક વીચારી.
રાજા અમરીસનો એવો ઠાઠ, ઘેર રાણીઓ ત્રણસેં સાઠરે;
સુખ જોવા ન પામે લગારી, કહું વાત હું એક વીચારી.
એની શું સુખ ત્યાં ભોગવશો, પછી પાછળથી રોઇ મરશોરે;
આનો વાત હો પુત્રી મારી, કહું વાત હું એક વીચારી.
એની વાત વીચારોને હૈયે, અમે તમારા સારૂ કહીએરે:
નથી સુખજ ત્યાંતો લગારી, કહું વાત હું એક વીચારી.

( શ્રીમતી પત્ર લખે છે.)

ઘરસેં ઇહાં કોન ખુદાકે લીએ લાયા મુજકુ –એ રાગ.

સ્વસ્તી શ્રી પુર સેહેર દીસે, શોભાયમાન ઘણું;
વીવેકી સુરા પુરા, બળ બુદ્ધિના નીશાન ઘણું.
પવીત્ર પુજ્ય પરમછોરે, ભક્તા નાથ તણા;

રાજા અમરીસને નમસ્કાર, મારા છેરે ઘણા.
શ્રીપુરથી છે લખીતંગ, દાસી પ્યારા આપતણી;
ઇચ્છે છે મળવા માટે, દાસી શ્રીમતી તોરે ઘણી.
વાંચો આ પત્ર આપ, દાસીના હો વાલા તમે;
થશો વાકેફ તમ, વાંચેથી જાણીશું અમે.
રાજાજી અરજ મારી, પ્રેમ કરી ઉર ધારો;
દાસીનો હસ્ત ગ્રહી, પ્યારા મારૂ કાજ સારો.
લઇ શુભ લગ્ન પતી, આપ પધારોને સ્વામી;
દાસીની આશ પુરી, નાથ કરો કહું છું નામી.
કદાપી આપની આ વાતની મરજી થસે ના;
તો નીશ્ચે જાણવું થવાની છે દાસીની ફના.
સ્ત્રી હત્યા લાગસે સુણોને રાજના ઓ પતી;
એવું ધારી પધારો સુણી દાસીની વીનતી.
દાસીનો નીમ કેવો જાણજો ખરો છે અરે;
છે બીજા રાય વીના માનો ભ્રાત તાત ખરે,
થોડું આ છે લખેલું ઘણું કરીને માનો પતી;
લખીતંગ આપ ચરણકેરી દાસ છે શ્રીમતી.

(બ્રાહ્મણને પત્ર આપતી વખતે શ્રીમતી કહે છે.)

શ્રીમતી–ગીરધારીરે વાત કહું તે વીચારો–એ રાગ.

અહો વીપ્રજરે સુખકારી છો સારા,
મમ ચક્ષુતણા છો તારા;
લ્યો આ પત્રજરે, આપજો અમરીસ દ્વારા;
મમ ચક્ષુતણા છો તારા.

(ઝુલ.)

રાજા અમરીસને પત્ર દેજો રે,
વળી સુખનો સંદેશો કેજોરે;
જાન લઇને જરૂર પરવરજોરે.
વેહેલા આવેરે, તો થાય કાર્ય હમારા. મારા ચક્ષુ૦
જાઓ વેગેરે, કામ જરૂર કરનારા. મારા૦

(કોઇ ચાકરના વેશમાં ઉભેલા અમરીસ રાજાને બ્રાહ્મણ પુછેછે.)

બ્રાહ્મણ— ગીતી.

દુર ઘણેથી આવ્યો, જાવુંછે રાયની પાસે અરે ભ્રાતા;
તે અમને તો બતાવો, પત્ર આપુ તો થાએ સુખશાતા.

અમરીસ— ગીતી.

શીર મુગટ મહારાજા, રાયજી કેરો દાસજ હું સાચો;
રાજન મંદીર પોઢયા, લાવો પત્ર વંચાવી આવું પાછો.

(પત્ર લઇને શ્રી નટવરલાલજીના મંદીરમાં જઇ સ્તુતી કરે છે.)

અમરીસ—

સીતારામ રમાપતી નાથ વીભુ,
મારી વીનતી ઉરે ધરો આપ પ્રભુ;
તમે દયાળુ છો જક્તના ત્રાતા,
અરજ આ ઉરમાં ધરો પ્રભુ. સીતારામ૦
આવ્યો છે પત્ર લઇને વીપ્રજ આ,
તેને શો ઉત્તર દેવો પ્રભુ. સીતારામ૦
મન આ મારૂ નથી રતીપુર તો,
જેવું ઘટે તેવું કહોને પ્રભુ. સીતારામ૦

છોજી અસરણાસરણ કૃપાળા,
ઉત્તર પાછો દેશો પ્રભુ. સીતારામ૦

(મંદીરમાંથી કંઇ જવાબ થતો નથી માટે અમરીસરાજા
બહાર આવીને ના પાડે છે.)

અમરીસ- ગીતી.

સુણો તમે મહારાજા, અરજ સુણો આ મારી તમ દલમાં;
હા નવ કહે રાજાજી, આપ પધારો પાછા અરે પલમાં.

બ્રાહ્મણ- ગીતી.

શ્રીમતી મરસે ભ્રાતા, બહુ દુખીઆરી રાય વીના નારી;
મેહેર કરી સમજાવો, જેથી કરે એ લગ્નજ આ વારી.

અમરીસ- ગીતી.

માફ કરો બ્રહ્મ દેવા, રાય હુકમ તો એવો છે તમને;
પશ્ચીમ ઉગે ભાણ, નહીં થાએ એ કામ કહું અમને.

(ના કહેવાથી બ્રાહ્મણ નીરાસ થઇ પાછો વળે છે.)

શ્રીમતી- રાગ માઢ.

મારા હૈયાના હાર ઓ વીપ્રરે, કહોને શું કરી આવ્યા છો;
દીઠા ઘણા દીવસે આજરે, મારા મનમાં ભાવ્યા છો.
પત્રતણો શો જવાબજ મળીઓ, શું કરે અમરીસરાય;
વાત કરો બધી તેમની, મારા ઉચાટ સઉ દુર થાવરે. કહો૦
અમરીસરાયની ભક્તી છે કેવી, સેવામાં કેવો પ્રેમ;
વીસ્તારી કહો મને તે સઉ, મારો ટળે આ મનનો વેમરે.કહો૦

વ્રતાંત સરવે કહી સંભળાવો, સાંભળવાની આશ;
અમરીસરાયની વાત સાંભળવા, ઝંખે સુદેવની પાસરે. કહો૦

બ્રાહ્મણ- ભલે લાગ્ન તમારો મારી-એ રાગ.

સુણો આજે શ્રીમતી બેન વાત મારીરે;
વાત મારીરે, સુણો વાત મારીરે. સુણો૦
અમરીસરાજા મેતો નજરે જોયા નથી બેન;
રાજાજીની ખબર નથી મેં જોયાં નથી ચેન. સુણો૦
જળનો કુંભ ભરી જાતોતો સેવક મંદીરમાંય;
સેવકના કહેવાથી આપ્યો પત્ર તેના કરમાંય. સુણો૦
વાટ ઘડી જોઇને મેતો મન કરીઓ વીચાર;
એટલામાં તે સેવક આવ્યો ક્ષણ ન લાગી વાર. સુણો૦
રાજાજીનો પત્ર આપેલો તે આપ્યો મુને ત્યાંય;
જાઓ આપજો શ્રીમતીને કહીને કર્યો વીદાય. સુણો૦
તે આ પત્ર લઇને હુંતો આવ્યો તમારી પાસ;
અમરીસને તો જોયા નથી સાચુ કહે આ દાસ. સુણો૦
(લગ્નનો વીચાર ના હોવો સાંભળી શ્રીમતી ઘણીજ ક્રોધાયમાન
થઇને બીજીવાર બ્રાહ્મણને પત્ર આપી મોકલે છે.)

શ્રીમતી- ક્ષત્રી કલંક.

સુણો રાજા હો શ્રીપુરના નાથ, સતીનો સત નહીં ચુકેરે.
બળ બુદ્ધી સદગુરુના છો સાથ. સતીતો૦
લખે શ્રીપુરથી શ્રીમતી આ દાસ. સતીતો૦
મળવાની રાખે તેતો ઘણી આશ. સતીતો૦

મારે મનથી વરી છું ભરથાર. સતીતો૦
જાન લઇ મારે થાવું તઇઆર. સતીતો૦
નવ પાડશો આ વાતની કદાચ. સતીતો૦
તો આ દાસીનો તરત જીવ જાય. સતીતો૦
બેસે હત્યા તને અમરીસરાય. સતીતો૦
મારૂ લોહી તુજ મંદીરે છંટાય. સતીતો૦
વાટ જોઉં છું રહી છું વીસવાસ. સતીતો૦
લખે પત્ર આ શ્રીમતી તમ દાસ. સતીતો૦

(ઉપરનો પત્ર બ્રાહ્મણને આપી વીદાય કરે છે, બ્રાહ્મણ ત્યાં જઇ અમરીસરાજાને પત્ર આપે છે તે વાંચી રાજા મંદીર સેવામાં જઇને અરજ કરે છે.)

અમરીસ— ઘણીજ નમ્રતાથી.

અરજ સ્વીકારો હો નાથ હમારા,
પ્યારા પ્રભુજી આપ દયાલરે અરજ.
પત્રનો ઉત્તર આપીએ સ્વામી,
મરવાને એતો થાએ તઇયાર:
દુખ આવી પડયું દાસને માથે,
જવાબજ દેશો આપ દયાલ. અરજ૦
જો ના કહુંતો મરશેતો એ નારી,
આપ હુકમવીણુ કામ ન થાય;
જેવું ઘટે તેવું કહોને હો નાથજી,
જેવી મરજી હો જગરાય. અરજ૦
બેલી છોરે બળવંતસ્વામી,
નટવરલાલ હો નાથ હમારા;

ગરીબનીવાજ તમે છો હો નાથજી,
જવાબજ દેજો હો મમ પ્યારા. અરજ૦

(આટલું કહેતામાં સેવામાંથી ઠાકોરનો હુકમ થાય છે, એટલે પરણવાની હા પાડે છે ને શ્રીમતીને ત્યાં તેડાવે છે.)

અમરીસ– (રાગ માઢ.)

અરે શ્રીમતી નારી, ભાગ્ય વિચારી તનમાં તું તપાસ;
ત્રણસેં સાઠ પ્યારી, છે દુખીઆરી, ભાગ્ય વીચારી તનમાં.
અહીં આવી શું સુખ ભોગવશો, કંથની સાથે નાર;
આપું હું મંદીર રેહેવાનું જુદુ, થાને જવા તઇઆરરે;
મમ હુકમ પ્યારી, લે ઉર ધારી, ભાગ્ય વીચારી તનમાં.
સુખ તું મારૂ જોવા નહી પામે, સુણ આ સત્ય છે વાત;
રટણ કરે જે રામનું નારી, તેનો ટળે ઉતપાતરે;
માટે પ્રીઆ હો મારી, જાઓ આ વારી, ભાગ્ય વીચારી તનમાં.

શ્રીમતી– (ગીતી.)

પ્રાણનાથ હો મારા, આપ હુકમ હું શીરે ચડાવુ છું;
મંદીર જોઈ તમારૂ, પ્રેમ કરી મમ મુકામે હું જઉછું.

(શ્રીમતી પોતાના મુકામે જાય છે, પછી વિચાર કરે છે.)

શ્રીમતી (સ્વગત)–

(મારાં લેલાટ ખીલ્યાં જાણું.)–એ રાગ.

છે ધન્ય ધન્ય અમરીસરાય, ધન્ય સેવાનો મહીમાય;
શ્રીમંતીને ચીંતા બહુ થાએ, મન મધ્યે મુંઝાય;
રાજાનો બહુ બંદોબસ્ત, સેવામાં શું જવાયરે. છે ધન૦

મન વીચારે રાજાજી જાય, જુમનાં કરવા સ્નાન;
કરવામાં નકી જવું મારે, છે થાય જીવ નુકશાનરે. છે ધન્ય૦
બહુ અકલાયે મન મુંઝાયે, કયારે વખતજ થાય;
છે બલીહારી, અમરીસરાજા શો તારો મહાયરે. છે ધન્ય૦

કવી– રાગ ઉપરનો.

શ્રીમતીને ચીંતા થાય, સેવકમાં કયારે જવાય;
વખત થઇ જુમનાંજી જવાની રાજા નાવા જાય;
શ્રીમતીબાઇ લાગ તપાસી પેઠી મંદીર માંયરે. શ્રીમતી૦
સેવાની જેને ખબર નથી કે શીરીતે તો થાય;
આજની રાતે ગુપ્તજ રહેવું સેવા બધી જોવાયરે. શ્રીમતી૦
એમ વીચારી ખુણા પાછળ સંતાઈ તે નાર;
રાજાજી તો સ્નાન કરીને આવ્યા મંદીર દ્વારરે. શ્રીમતી૦

(અમરીસરાજા ઠાકોરશેવામાં જઇને ભગવાનને જગાડીને સ્નાન કરાવે છે. પછી રસોઈ કરી ધરાવે છે ને પછી પોઢાડે છે તે વખત અરજ કરે છે.)

અમરીસ– (દયાળુ દેવ કૃપાળુ તું.)–એ રાગ.

અહો મહારાજ, ગરીબનીવાજ,
સુણોને આજ, રાખોને લાજ;
જગતના પતી, છો પુર્ણ રતી,
છે ગહન ગતી, સુધારો મતી. અહો.
છો આપ દયાળ, અરે હો કૃપાળ,

લેજો સંભાળ, ઉગારો આ બાળ;
અરે જગનાથ, સાજોને હાથ,
અનાથોના નાથ, રાખોને સાથ. અહો.
કુસંગ હણો, આ રંકતણો,
હું દાસ ગણો, ઉમંગ ઘણો;
આવ્યો તમ પાસ, રાખો સંગાત,
છે મને ઉલાસ, નમે વનો દાસ. અહો૦

(પછી બીજે દીવસે નાવા જાય છે એટલે શ્રીમતી સેવામાં દાખલ થાય છે ને ઠાકોરસેવા સારી રીતે કરે છે ને થાળ જમાડવા તઈઆર કરે છે એટલામાં રાજાજી સ્નાન કરીને આવે છે એટલે ગુસ થઈ જાય છે. રાજાજી ઉપર આવી તપાસ કરતાં એકદમ ક્રોધાતુર થઇને ચોકીના પોલીસ ઉપર રીસ ચડાવીને કહે છે.)

અમરીસ— ક્ષત્રીકલંક.

મારા મંદીરમાં આવનાર ચોર. તેનેતો આજે ઠેર મારૂં રે.
કેવો બનીઓ છે સોર બકોર. તેનેતો૦
અરે સેવકો કરો તમે તપાસ. તેનેતો૦
બાંધી હાજર કરોને મારી પાસ. તેનેતો૦
સુના મંદીરમાં આવનાર કોણ. તેનેતો૦
તેની કરો મુને બરોબર જાણ. તેનેતો૦
જાવો જલદી લગાડો ન વાર. તેનેતો૦
મારે કોઈની નથી દરકાર. તેનેતો૦

(શ્રીમતી રાજાનો ઘણોજ ક્રોધ ભરેલો અવાજ જોઇને હાજર થાય છે, ને રાજાને કહે છે.)

શ્રીમતી– અરે હું મસ્તાન પ્રેમની–એ રાગ.

અરે પતી પ્રાણનાથ મને શું પુછોછોરે,
દાસીને શો છે હુકમ શું કરવા ઇચ્છોછોરે. અરે૦
ચોરી જુગારી નથી કર્યું ઓ સ્વામી મેંતોરે,
નથી બગાડ કર્યો વળી શું કહો તમેતોરે. અરે૦
શ્રી મહારાજાની બંદગી કરી મેંતો સ્વામીરે,
શામાટે ધરો ક્રોધ પ્યારા કહું છું નામીરે. અરે૦
પતીવ્રતાનો ધર્મ હુંતો પાળું છું અરે,
સ્વામી મારા સાચું કહું છું માનજો ખરે. અરે૦

અમરીસ–ઓ ભગવાન પતી નાદાન–એ રાગ.

અરે શ્રીમતી નારી સુણ વાત કહું આજે;
મારા મંદીરમાં તું આવી આજ શા કાજે. અરે૦
મારી સેવામાં તે ચુક પડાવી મુજને;
નથી લાજ તુને લગાર કહું શું તુજને. અરે૦
તારો પતીવ્રતાનો ધરમ જાણું છું હુંતો;
મંદીર આપું હું આજ સેવા કર તુંતો. અરે૦
મારા મંદીરમાં તું આવીશ નહી કોઇ દીન;
તારા મંદીરમાં કર જુદુ સેવા આસન. અરે૦

(શ્રીમતીને મંદીર જુદુ બનાવી આપે છે ત્યાં શ્રીમતી રાત દીવસ ભગવાનની બંદગી કરે જાય છે.)

શ્રીમતી–

દીસો છો નટવરલાલ રૂપાળારે;
વાહલા રૂપાળા રસીલા છબીલારે. દીસોછો૦
અરજ કરૂં છું દીનાનાથ તમારીરે,
પ્રેમે પધારો પ્રભુ આનંદ ધારીરે. દીસોછો૦
સંભાળ લેશો પ્રભુજી હો મારીરે,
સ્તુતી કરે છે આ દાસી તમારીરે. દીસોછો૦
છોડીસ નહીં મારા પ્યારા હો પ્રભુરે,
કરે વીનંતી આ દાસ હો વીભુરે. દીસોછો૦
રાજાની સેવામાં પેઠા છો આપરે,
નાચવું પડસે આ દાસી સંગાતરે. દીસોછો૦
એવું જાણીને વેહલા આવો જો આપરે.
દાસીના ટળસે આ પાપ સંતાપરે. દીસોછો૦
છોરે અનાથના નાથ દયાળરે,
વીનવે શ્રીમતી આ દાસી કંગાળરે. દીસોછો૦

(શ્રીમતી ખરા તન મનથી બેશુદ્ધમાં નાચે છે, તેનો ખરો ભાવ જોઇને શ્રી નટવરલાલસ્વામી પ્રગટ થાય છે ને તેના સામા નાચવા મંડી પડે છે; એટલે શ્રીમતીને ભાન આવે છે. એટલે દંડવત કરીને કહે છે.)

શ્રીમતી– ગીતી.

પ્રેમ કરી મહારાજા, આપ પધાર્યા નાથ કૃપા કરવા;
પાવન થયું ઘર મારૂં, દાસતણાં તો દુખ બધાં હરવા.
(દંડવતપ્રણામ કરે છે, એટલામાં અમરીસ આવે છે.)

અમરીસ- ગીતી.

બેઉ કર જોડી નમું છું, નોધારા આધાર પતી મારા;
શ્રીમતીને છે ધન્ય, જેનેરે લીધે પધાર્યા દુખહારા.

(બંને જણ પગે લાગેછે એટલે ભગવાન બંનેના મુસ્તકપર હાથ મુકે છે ને શ્રીમતીને વચન માગવાનું કહે છે તેથી.)

શ્રીમતી- નાથ નમેરા પ્યારા.-એ રાગ.

કહેવું ઘટે નહીં હો પ્યારા અમારા આપને,
વચન માગું એ નહીં મારેરે ઘાટજો;
લક્ષ્મીપતી એવી મેં તો નથી કરી બંદગી,
દારૂણ દુખથી શોધવા સ્વર્ગની વાટજો. કેહેવું૦
સરણે તમારે હું આવી હો નાથજ માહરા,
કુસળખેમે આવી આપને ધામજો;
બેઠાણું આશા ભરેલી આ દાસી આપની,
રટણ કરતી સોધું વૈકુંઠ ઠામજો. કેહેવું૦
દાસીને એટલી આશા હો નાથજ માહરા,
સરણે લેશો રાણી ત્રણુસેં ને સાઠજો;
હું ને પતી મારો સરવે જવું વૈમાનથી,
છુટે ભવદુખ સાથે સરવે હયો નાથજો. કેહેવું૦

(ભગવાન પ્રસન થઇને વૈમાન મંગાવી સરવેને વૈકુંઠ પુરીમાં મોકલાવેછે ને સરવે અંતરધ્યાન થાય છે.)

ઇતિ અમરીસ આખ્યાન સંપૂર્ણ.

# મણીભક્ત.

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે.
એ રાગ.

સર્વે હરીજનો હરનીશ હરીગુણ ગાશેરે,
રામ ભજન થકી તો અંતે ઘણું સુખ થાશેરે;
મમ પ્રાણ તણા આધાર, પ્યારા લાગો મુજનેરે.
તમ બનાવેલી આ કાયા અર્પણ કરૂં તુજનેરે;
પરમારથ માટે આ દેહ હરીએ ધરાવ્યોરે,
ભક્તીના પ્રતાપે ભક્તો તમ પાસે આવ્યારે;
રામ સમરણ વીના આ જગમાં નથી કોઇ બેલીરે,
યમરાયનો દંડ ચુકાવે ભક્તી અલબેલીરે;
મળ મુત્રનો કીધો દેહ હુંકાર ન ધરવોરે,
સારી બુદ્ધી થકી તો ધર્મ સારો આચરવોરે;
કૃપાસાગર છો દીનાનાથ દર્શન આપો અમનેરે,
ઘણી નર્મતાથી અરજ કરૂં છું હું તમનેરે;
માયામાં રહીને મારી મતી થઇ નીષ્ટરે,
તમને આરાધું દીનાનાથ ગતી કરો શ્રેષ્ટરે;
ગાંડા ઘેલો હું તમારો ભક્ત શરણાંગત થાવોરે,
ભવસાગરમાં બુડંતાં હાથ મારો સાવોરે;
પ્રેમભાવથી કરે ભજન નરને નારીરે,
મણીલાલ કહે આ ભવમાં લેશે ઉગારીરે.

( દાણુ લીલાનો રાગ. )

હાંરે રામ બોલોરે રામ બોલો,
હાંરે ભાઇ અંતરના પડદા ખોલોરે. રામ બોલો.
હાંરે તારી ઝુભડી માગે છે ડાંમ,
હાંરે નથી લેતો નારાયણ નામરે. રામ બોલો.
હાંરે તુંતો લલના સંતાનમાં વશીઓ,
હાંરે તેથી થઇશ નરકનો રશીઓરે. રામ બોલો.
હાંરે તેંતો જન્મીને પાયા મેવા,
હાંરે તુંતો ભુલ્યો છું સંતોની શેવારે. રામ બોલો.
હાંરે ક્રૂર કરમોથી ભેગો કર્યો માલ;
હાંરે જન્મ પામ્યો તે કીધો હુલાલરે. રામ બોલો.
હાંરે તેંતો જન્મ લીધોતો લાભ લેવા,
હાંરે બુદ્ધી ફેરવી કરી જઈસ દેવારે. રામ બોલો.
હાંરે ભ્રષ્ટમતિથી દેખે પરદારા,
હાંરે તારા નેત્રમાં ઘાલને અંગારારે. રામ બોલો.
હાંરે મણીલાલના સ્વામીને બલીહારી,
હાંરે તમ દાસોને લેજો ઉગારીરે. રામ બોલો.

---

હાંરે ચાલો ડાકોરમાં જઇ વશીએ.—એ રાગ.

હાંરે ભાઇ પ્રભુને નીત્ય સંભાળો,
હાંરે તેથી ખુશી થશે નંદલાલોરે, ભાઇ૦
માત પીતાને તારા પુત્રરે પ્યારા,
સગાઈ નહી રાખે તારી દારારે, ભાઇ૦

કાચી માટીની તારી કીધી છે કાયા,
જુઠી મોહ જંજાળની માયારે, ભાઇ૦
મેલ ઝરૂખાને રાવઠો તારી,
છેવટે થવાનું ખારી માટીરે. ભાઇ૦
યુવા અવસ્થામાં હરીને ભજીએ,
ઘડપણમાં શું કરીએરે. ભાઇ૦
ગજ રથ અશ્વો અહીં રહેવાના,
દેહ ત્યાગી જશો છાનામાનારે. ભાઇ૦
પૈસો ટકોને તારી ખેતીરવાડી,
રોઇને રહેશે તારી લાડીરે. ભાઇ૦
માયાનું સુખ નાશ થવાનું,
સાચુ શ્રી હરીનું બાનુંરે. ભાઇ૦
વૈસ્નવજન જોઇ જમ કંપે છે,
અંતે વૈમાન આવીને થંભેરે. ભાઇ૦
દાસ મણીલાલ મુખથી કહાવે,
જીવ સાથે કાંઇ નહી જાવેરે. ભાઇ પ્રભુને નીત્ય.

---

## રાગ ધોળ.

રામ ભજનનો મહીમા મોટો જાણોરે,
ભગતી ઉપર પ્રેમ હૃદયમાં આણોરે.
ભજન કર્યાંથી સઘળાં સરસે કામરે,
દયાનીતીથી પામ્યા વઇકુંઠ ધામરે.
ભગતીતો હરી જનને લાગે વાલીરે.

મોહ માયાને શીદ રાખો છો ખાલીરે,
અંતકાળે સગું નહીં થાય તારૂરે.
માટે સમજી રામ ભજો તો સારૂંરે,
દુઃખ દરીઆમાં પ્રીતિ રાખો થોડીરે.
સગાં સંબંધી સરવે જાવું છોડીરે,
મસ્ત બન્યો છું જગત વીશે અભીમાનીરે.
અભીમાનથી થઈશ ઘણો હેરાનીરે,
રામ નામ તે સાચાં જાણો નાણુંરે,
આ અવસર છે હરી ભજવાનું ટાણુંરે.
એવું સમજી ભજન કરો થઈ રાજીરે,
કહે છે મણીભાઈ ગોવીંદના ગુણ ગાજીરે.

---

## ( રાગ માઢ. )

પ્રભુ છો સુખ દાતા, વિશ્વના ત્રાતા, તમો છો દીનદયાળ.
હરી ભગતો તમારી કીર્તિ ગાતા, દર્શન ચહાતા, છો સુખદાતા,
તમો છો દીનદયાળ, કૃપા કરીને સેવક તારો, એવા તમે
જગદીશ.

ઘણી નમ્રતાથી અરજ કરૂં છું, તમને નમાવું શીશરે;
મમ ચક્ષુના તારા, પ્રાણથી પ્યારા, સર્વથી ન્યારા. તમો છો.
વીશ્વની માંહે જન્મ ધરીને, કાંઇ નવ કીધું પુન્ય,
માયાના મદે ભુલી ગયો પ્રભુ, પાપની તવ રહી ઘુન્યરે.
વિભુ શ્રીપતી સ્વામી, અંતરજામી, દાસના સ્વામી, તમોછો.
નષ્ટ કર્મોની પોટલી બાંધી, આવે તમારી પાસ;

એવા પ્રાણીને શીક્ષા કરી, આપો નરકે વાશરે. પ્રભુ છો.
ભ્રષ્ટ પ્રાણીને બાંધી મારો, ઘણા બતાવો તાપ;
અતિશય કષ્ટ નથી સહેવાતુ, મુખે પોકારે બાપરે. પ્રભુ છો.
ભોળા ભગ્તોની વારે ધાવો, અખીલ બ્રમાંડનાથ;
દુઃખસિંધુમાં ડુબી મરતાં, ભગ્તોનો ગ્રહો હાથરે. પ્રભુ.
ધરણીધર આ શેવક તારા, સર્વે દીસે કંગાલ;
નરોતમનો સંતાન કહાવે, નામે છે મણીલાલરે. પ્રભુ.

---

## રાગ કલ્યાણ.

શ્રી સીતાપતિ, કરો કૃપા અતિ, દીન દાસ જાણી તારો
આપ સુમતી.
હરીજનોના પીતા કહાવો, સર્વ જગતના નાથ;
ભવસાગરમાં ડુબી મરતાં, મમ ગ્રહોને હાથ. શ્રી સીતા૦
દશરથ નંદન વંદન કરીએ, રામચંદ્ર શુભ નામ;
ભક્તોજનોને પાર ઉતારી, આપો વૈકુંઠ ધામ. શ્રી સીતા૦
દાસ તમારો અર્જ કરે છે, રામચંદ્ર મહારાજ;
સંસાર સરૂપી સમુદ્ર મધે, રાખો ભગ્તની લાજ. શ્રી સીતા૦
આચારજીના મંદીરોમાં, આવી પુરો વાસ;
દ્વી કર જોડી નમન કરે છે, મણીશંકર તુજ દાસ. શ્રી સીતા૦

---

## રાગ જોડકડાંનો.

ભક્તો ચાલોને દરશન કરવા, સુંદીર સામ બેઠા,
દુઃખ હરવા, હરીજન આવોને ભક્તો કરીએ;

હરીનું ધ્યાન ધરી દુઃખ ખોઇએ,
સંતસભા ભરાઇ આજ ઠીક,
રામનું નામ લેતાં નથી બીક,
હવે પ્રેમથી કરવું ભજન,
તેનું શુદ્ધ થશે નીત્ય તન,
એમ રાખી ભજે ભગવાન,
તેમાં નહીં થાય કંઇ નુકશાન,
પાપ કહાડી નાંખી દો શરમ,
આપણો ભક્તી કર્યાનો છે ધરમ,
શરમ રાખવી હોય તો બીજે રાખો,
આહીઆં આવી હરીરસ ચાખો;
હરીરસના નહીં લે દામ,
સંગાસંગથી લેવાશે હરીનું નામ.
ઉત્તમ કુળમાં જન્મ લીધો,
ગરભવાસમાં તો કોલ દીધો,
તે કોલ સરવે ગઆ છો ભુલી,
માયામાં રહી ગઆ છો ડુલી;
માયાનું સુખ જાણો તમે કાચું,
અંતે પડ પસતાવુંરે પાછું.
મીથ્યા ફોગટ ફાંફાં મારે,
રામ નામ વીના નહી ચાલે;
માટે સમજી ભક્તી કરીએ,
સંતસભામાં જઇને ઠરીએ.

સંત સેવાથી થાયછે જ્ઞાન,
તેથી પ્રસન્ન થાય ભગવાન;
પ્રેમ લાવી હરી ધ્યાન ધરો,
મીથ્યા માથાં કુટી સીદ મરો,
સાગર તરવાની દેખાડું બારી,
મુખે નીત્ય જપો ગીરધારી,
વાલા ભકતોની પુરજો આસ,
એમ કહે છે મણીલાલ દાસ.

શ્રી કલાણમસ્તુ.



# જાહેર ખબર.

સરવે સુજ્ઞજનોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી નિચે લખેલે ઠેકાણેથી મળશે ટપાલ ખરચ અડધો આનો વધારે સમજવો. વગર પૈસે લેવાની આશા કોઇએ મેહેરબાની કરી રાખવી નહીં.

મળવાનું ઠેકાણું.

બારેજા—ઠકર. વનમાળી મોતીલાલની દુકાનેથી.
ઠે.—બજારમાં.

અમદાવાદમાં—ઠકર. અંબાલાલ જગજીવનની
દુકાનેથી. ઠે.—માણેકચોકમાં.